પ્રકાશન નંબર : ૩

મા તે મા. મા'ની મમતા માપવાનું કોઈ સાધન – માપણું હજુ સુધી દુનિયામાં શોધાયું નથી અને શોધાવાનું પણ નથી. માતૃપ્રેમને સલામ કરતી એક આગવી અને મૂલ્યવાન કિતાબ

# માની મહતા


અનુવાદક

મુફતી મુહમ્મદ સઈદ મવલાના મૂસા આછોદી



પ્રકાશક

જામિઅહ તજવીદુલ કુર્આન, બરચોંકા ઘર

મુ. પો. સોજીત્રા, જિ. આણંદ, ગુજરાત.

# માની મહત્તા

-: મૂળ લેખક :-

હઝરત મૌલાના જમીલ અહમદ બાલાકોટી (દા.બ.)

-: અનુવાદક :-

મુફ્તી મુહમ્મદ સઈદ મવલાના મૂસા આછોદી
ફાઝિલ : દારુલ ઉલૂમ ભરૂચ-કંથારીઆ
મુદર્રિસ : જામિઅહ તજવીદુલ કુર્આન, સોજીત્રા.



# માની મહત્તા

મૂળ લેખક : હઝરત મૌલાના જમીલ અહમદ બાલાકોટી (દા.બ.)

અનુવાદક : મુફતી મુહમ્મદ સઈદ મવ. મૂસા આછોદી

આવૃત્તિ : ૩ (ત્રીજી)

પ્રકાશન નં : ૩ (ત્રણ)

પ્રત : ૧૦૦૦ (એક હજાર)

પ્રકાશન વર્ષ : હિજરી ૧૪૩૨ ઈસવી ૨૦૧૧

પ્રકાશક

જામિઅહ તજવીદુલ કુર્આન, બરચોંકા ઘર

મુ. પો. સોજીત્રા, જિ. આણંદ, ૩૮૭૨૪૦, ગુજરાત.

મો. : ૯૯૯૮૭ ૯૨૬૬૫

E-mail : muftimspatel@gmail.com

# અનુક્રમણિકા

## ઊઘડતા પાને (પ્રકરણ-૧)



## અનુવાદકના બે બોલ (પ્રકરણ-૨)



## અભિપ્રાયો (પ્રકરણ-૩)



## પરિચય ખાંચો (પ્રકરણ-૪)



## અમુક શબ્દો (પ્રકરણ-૫)



## માની મહત્તા કુર્આને કરીમની રોશનીમાં (પ્રકરણ-૬)



## માની મહત્તા અહાદીસે મુબારકહની રોશનીમાં (પ્રકરણ-૭)

# અનુક્રમણિકા



## સોનેરી વચનો (પ્રકરણ-૮)



## માનું સન્માન (પ્રકરણ-૯)

## અનુક્રમણિકા



### માની ખિદમત (પ્રકરણ-૧૦)



### મારાં અમ્માજી (પ્રકરણ-૧૧)

# અનુક્રમણિકા



## માની મુહબ્બત (પ્રકરણ-૧૨)

## અનુક્રમણિકા

# અનુક્રમણિકા



## મા-બાપના અત્યાચારની કફોડી પરિસ્થિતિ (પ્રકરણ-૧૪)



## માની નાફરમાનીનો અંજામ (પ્રકરણ-૧૫)



## સાહિત્ય શાસ્ત્ર (પ્રકરણ-૧૬)

# ઊઘડતા પાને

*હઝરત અકદસ મવ. અબ્દુલ કય્યૂમ હકકાની સાહેબ (મુહતમિમ: જામિઅહ અબૂ હુરયરહ)*

*અલ્હમ્દુ લિલ્લાહિ વ કફા વસ્સલાતુ વસ્સલામુ અલા ઇબાદિહિ લ્લઝી નસ્તફા....*

લેખન શૈલી અને બયાનની ક્ષમતા અલ્લાહ તઆલાની એક બક્ષિસ છે. અલ્લાહ તઆલાએ કોઇને કાગળ-કલમથી સંબંધિત કરી તકરીરની મહારત આપી ધર્મોપદેશક બનાવી દીધો. કોઇ મદ્રસહ - મસ્જિદમાં, કાલલ્લાહુ તઆલા અને કાલર્રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મારફતે દીનનું ઇલ્મ અને સદ્માર્ગના દિવાની રોશનીથી એક દુનિયાને પ્રકાશમાન કરવામાં તલ્લીન છે અને કોઇ સુલૂક (અલ્લાહ તઆલાની પ્રાપ્તિના માર્ગ)ના તબકકાઓ પૂરા કરાવી અને હિદાયતના માર્ગની યાદ આપવામાં લીન છે. ખત્મે નુબુવ્વતના દાન પેટે ઇસ્લામનો પ્રચાર-પ્રસાર ઉમ્મતની જવાબદારી અને કિયામત સુધી આવનારાઓ માટે દીનની તાલીમાત પહોંચાડવી એક અગત્યની ફરજ છે. જો કે દીનના ઉલમાએ કિરામને નુબુવ્વતના ઇલ્મનો વારસો અર્પણ કર્યો છે, એટલા માટે ઉમ્મતના ઉલમાએ કિરામની જુમ્મેવારી પણ ઘણી મહત્ત્વની અને આદરાત્મક હેસિયત ધરાવે છે. ઉલમાએ દીન દરેક મેદાનમાં પોતાની કાબેલિયતને કામમાં લાવવા કોશિશ કરે છે અને દીનનું ઇલ્મ ઘરે-ઘરે પહોંચાડવામાં એકાગ્ર છે. આજના યુગમાં ઇલ્મ પ્રાપ્તિ એટલી આસાન છે કે દીનના ઇલ્મની અજાણતાની ઇજાઝત અને બહાનાની કોઇ ગુંજાઇશ બાકી રહી નથી. છોકરા-છોકરીઓ મદારિસ અને દીની ઉલૂમ (વિદ્યાઓ) ની કિતાબો-સામયિકો દરેક વિષય, દરેક સમસ્યા અને દરેક જરૂરત અનુસાર ઉપલબ્ધ છે. આમ, કિયામત સુધી આવનાર ઇન્સાન ચાહે તેનો સંબંધ જે કોમ, દેશ રંગ-જાતથી હોય સીધા માર્ગે અને હિદાયતના માર્ગે ચાલવા નૂરે ઇલ્મના રોશન સિતારા અને કોશિશ કરનારાઓથી લાભ ઉઠાવી શકે છે. લખાણ અને તકરીર મારફતે દીની શિક્ષણના ફેલાવા અને પ્રણાલિકા માટે કોશિશ કરનાર એક નવયુવાન

આલિમ, ઇલ્મ-કળાના ... જ્ઞ, લેખન પ્રવૃત્તિમાં વિશિષ્ટ લક્ષણ ધરાવનાર, મુદર્રિસ, મુહતમિમ અને મુકર્રિર, લેખક, હઝરત મવલાના જમીલ અહમદ બાલાકોટી ઇલ્મ-સાહિત્યના વર્તુળમાં પોતાનો અદ્વિતીય અને પ્રતિષ્ઠિત દરજ્જો ધરાવે છે. મવ. જમીલ અહમદ બાલાકોટી સાહેબ પોતાના વાલિદે બુઝુર્ગવાર હઝરત મવ. અબ્દુલ લતીફ બાલાકોટી (નવ્વરલ્લાહુ મરકદહુ) ના કાબેલ ફરઝંદ અને સાચા અર્થમાં નાયબ સાબિત થયા છે. તેઓએ પોતાના વાલિદ સાહેબના લગાવેલા ઇલ્મના બગીચાની સિંચાઇમાં કોઇ ઓછપ આવવા દીધી નથી. તેમની રાત-દિનની મહેનત અને લગનથી આજે તેઓ જામિઅહ હનફિય્યહ તઅલીમુલ કુર્આન સરાએ આલમગીરની વ્યવસ્થા અને દેખરેખ, અધ્યયન - અધ્યાપન અને લેખન-સંપાદન પર ખૂબ ધ્યાન અને ચીવટ રાખે છે. લેખન શૈલી બિલકુલ સાફ, સામૂહિક સૂઝબૂઝ અને વાચાળતાથી બિલકુલ પાક, એમ અનુભવાય કે આપની પ્રકૃતિવાદી સાદગી આપની શૈલી પર પ્રભાવિત થઇ અને તેનાથી આપનું લખાણ વધુ સામૂહિક સૂઝબૂઝવાળું થઇ ગયું અને તેના પ્રસારણનું નેટવર્ક વધી ગયું છે.

માંકી અઝમત (માની મહત્તા) પોતાના વિષયની દૃષ્ટિએ તેમની બધી કિતાબોમાં મહત્ત્વપૂર્ણ અને સર્વોચ્ચ ઇલ્મી પરિશ્રમ છે. મા-બાપના હકકો અને ખિદમતને ઇસ્લામી તાલીમાતમાં ઈમાનના ભાગનો દરજ્જો હાસિલ છે. કુર્આને મજીદ હિદાયતની કિતાબ છે. તેમાં મા-બાપની ખિદમત અને તેમની સાથે સદાચરણનો હુકમ અલ્લાહ તઆલાએ તવહીદ અને ઇબાદતની સાથે-સાથે એવી રીતે આપ્યો છે, જેનાથી માલૂમ થાય છે કે ઇન્સાનોનાં આમાલમાં અલ્લાહ તઆલાની ઇબાદત પછી મા-બાપની ખિદમત અને આરામ પહોંચાડવાનો દરજ્જો છે. રસૂલુલ્લાહ (ﷺ)નો મુબારક ઇરશાદ છે : અલ્લાહ તઆલાની રાજી-ખુશી વાલિદની રાજી-ખુશીમાં છે અને અલ્લાહ તઆલાની નારાજી વાલિદની નારાજીમાં છે. (તિરમિઝી શરીફ : ૨/૧૨)અને આ જ માનો પણ હુકમ છે. આ હદીસ તે

સૂરતમાં છે જયારે મા-બાપની ખુશી અને નાખુશી અવલાદના સ્વૈચ્છિક અમલથી હોય અને અવલાદની કોઇ મજબૂરી પણ ના હોય.

– (અનુવાદક)

હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે, એક શખ્સે રસૂલુલ્લાહ (ﷺ)ને પૂછયું : મુજ પર ખિદમત અને સદ્‌વર્તનનો સૌથી વધુ હક કોનો છે ? આપ (ﷺ)એ ફરમાવ્યું : આપનાં અમ્માજી, પછી આપનાં અમ્માજી, પછી આપનાં અમ્માજી, ત્યાર બાદ આપનાં અબ્બાજીનો હક છે, ત્યાર પછી ક્રમવારી સગાં સંબંધીઓ છે. (બુખારી શરીફ : ૨/૮૮૩, હદીસ નંબર : ૫૭૩૭, મુસ્લિમ શરીફ : ૨/૩૧૨, તિરમિઝી શરીફ : ૨/૧૧)

આ કિતાબમાં જે મહાન હસ્તીનો ઉલ્લેખ અને મહત્તા બયાન કરવામાં આવી છે તે દરેક માનવી માટે શ્રેષ્ઠ અને મહબૂબ વ્યકિતત્વ છે. ''માંકી અઝમત'' ને ઇલ્મ સાહિત્યના વર્તુળમાં અને અભ્યાસી ઇચ્છુકોમાં ખૂબ માન્યતા પ્રાપ્ત થઇ છે.

માંકી અઝમતને બે ભાગોમાં વહેંચવામાં આવી છે. અલ્લાહ કરીમ મવ.જમીલ અહમદ બાલાકોટીની મહાન ઇલ્મી, રૂહાની અને શિખામણભરી મહેનતને ભટકેલા ઇન્સાનો માટે માર્ગની જયોત, વાચકો માટે હિદાયત, માર્ગદર્શક અને ફાઝિલ સંપાદક માટે નજાતનું નિમિત્ત અને આખિરતનું ભાથું બનાવે, મવલાનાની ઉંમરમાં બરકત અને તેમના ઇલ્મી સંશોધનમાં વધુ પ્રગતિ અતા ફરમાવે, આમીન.....

*વસ્સલામ*

*અબ્દુલ કય્યૂમ હકકાની*

# અનુવાદકના બે બોલ

*અલ્હમ્દુ લિ હઝ્રતિલ - જલાલતિ વ સ્સલાતુ વ સ્સલામુ અલા ખાતમિ રિસાલતિ.*

હમ્દો - સલાત પછી માનવીના જીવનમાં જયારે નાતાની પવિત્રતાના અનુભવનું મોજું દિલમાં ઊભરવા લાગે છે, ત્યારે માનો નાતો સૌથી વધુ પ્રિય લાગે છે. જે મીઠાશ, પ્રફુલ્લતા, ઠંડક સંતોષની હાલત આ રિશ્તહ (નાતા)થી સંબંધિત છે, બીજા કોઇથી નથી. માનો શબ્દ મુહબ્બત અને રહમતનો બદલ છે.માતાનું સન્માન માનવ અસ્તિત્વનું બીજું નામ છે. યુરોપની ખાનદાની કલ્પનામાં જે તોડફોડ થઇ છે તેનાથી દરેક વ્યકિત એકલ-દોકલ થઇને રહી ગઇ. બેહયાઇ અને બદકારીએ લાખો-કરોડો ઇન્સાનોથી માતા-પિતાનો પરોપકાર છીનવી લીધો છે. યુરોપી સમાજ જે ફસાદ અને વ્યાકુળતાનો શિકાર થયો છે તેનો એહસાસ ધીરે-ધીરે યુરોપના માહિતગારોમાં મજબૂત થઇ રહયો છે.

આ જ કારણે અમુક અવધિથી ખાસ કરીને ''મધર ડે''નો પ્રબંધ કરવામાં આવે છે. તે દિવસે અવલાદ માતા-પિતા સાથે દિવસ ગુજારવાની કોશિશ કરે છે. તેમની ખિદમતમાં તોહફા રજૂ કરે છે; પરંતુ માની વિમુખતાનો ઉપચાર એક દિવસના પ્રદર્શનથી થઇ શકતો નથી. માતા-પિતાની સોબતમાં થોડોક વખત ગુજારવાની અને તેમની સહાનુભૂતિને સમેટવાની ઇન્સાનને દરરોજ જરૂરત હોય છે.

ખરેખર, ઇન્સાનને અસ્તિત્વ આપનાર અલ્લાહ તઆલા છે અને માતા-પિતા જાહેરી જન્મ દાતા છે, એટલા માટે કુર્આને મજીદની વિવિધ આયતોમાં માતા-પિતાના હકકોને અલ્લાહ તઆલાના હકકો સાથે મિલાવી બયાન કર્યા છે; પરંતુ વિશિષ્ટ રીતે માતાના તે કષ્ટોનું અલગથી વર્ણન કરવામાં આવ્યું છે, જે માતા પોતાની અવલાદ વતી વેઠે છે. અલ્લાહ તઆલાનું ફરમાન છે : તેની માએ તેને દુઃખ વેઠી ગર્ભાશયમાં રાખ્યો અને તેને મહા

મુસીબતે જણ્યો (સૂરએ અહ્કાફ : ૧૫). ગર્ભના અમુક માસ પછીથી પેટમાં બાળકનો બોજો માલમ પડે છે, તો તે અરસામાં પ્રસૂતિ વખતે માતાને કેવાં-કેવાં અનેક કષ્ટો વેઠવાં પડે છે. તદુપરાંત, દૂધ પિવડાવવા તથા તેની વર્ષો સુધી સંભાળ રાખવા પાછળ સુખ-ચેનને તેના આરામ પર ન્યોછાવર કરી નાખે છે.

સૂરએ લુકમાનમાં છે : અમે માણસને તેનાં માતા-પિતા સંબંધિત તાકીદ કરી દીધી, (કારણ કે) તેની માએ તેને થાક પર થાક વેઠી ગર્ભમાં રાખ્યો.

(સૂરએ લુકમાન : ૧૪)

પિતા કરતાં પણ માતાનો હક વધુ છે, કારણ કે માતા ગર્ભથી લઇ ધાવણ છોડાવતા લગી એક-એકથી વધુ અનેક તકલીફો વેઠે છે. ઇબ્ને બત્તાલ (રહ.) ફરમાવે છે : સદ્‌વર્તનના મામલામાં માતાને ત્રણ દરજ્જે ઉત્તમતા એટલા માટે પ્રાપ્ત છે કે, માતાએ ત્રણ તકલીફો વેઠી છે, અર્થાત્ ગર્ભની, પ્રસૂતિની અને દૂધ પિવડાવવાની તકલીફ સહન કરી છે અને પિતાએ કેવળ કમાવી ખવડાવ્યું છે અને તર્બિયત બન્નેએ કરી છે.

ફતાવા આલમગીરી (૫:૩૬૫)માં આ કાયદો લખવામાં આવ્યો છે કે, આદર-સત્કારમાં પિતાનો હક અધિક છે અને ખિદમત-ઇનામમાં માતાનો હક અધિક છે, અર્થાત્ બન્ને સાથે સદ્‌વર્તન કરવું જોઇએ; પરંતુ વાદવિવાદ વખતે આ કાયદો છે. દા.ત. બન્ને એક સાથે પાણી માંગે અને બન્નેને એકી સાથે આપવું અશકય હોય તો માતાને આપવામાં આવે અને બન્ને હુકમ આપે તો પિતાની ફર્માંબરદારી પ્રથમ કરવામાં આવે.

(તુહફતુલ અલ્મઈ : ૫/૨૩૬)

અહાદીસમાં પણ માતા-પિતા સાથે સદ્‌વર્તન અને બદસુલૂકી (દુર્વ્યવહાર) કરવાથી બચવાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે, એક શખ્સે રસૂલુલ્લાહ (ﷺ)ને પૂછ્યું : અવલાદ પર માતા-પિતાનો શું હક છે ? આપ (ﷺ) એ ફરમાવ્યું : તેઓ તમારી જન્નત યા દોઝખ છે (ઇબ્ને માજહ : ૨૬૦), અર્થાત્ જો તમે માતા-

પિતાને રાજી રાખશો, તેમની ખિદમત કરશો તો જન્નત પામશો અને તેમની નાફરમાની કરી અને તકલીફ પહોંચાડી નારાજ કરશો અને દિલ દુખાવશો તો પછી તમારું ઠેકાણું દોઝખમાં હશે.

હઝરત મુઆઝ બિન અનસ (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (ﷺ) એ ફરમાવ્યું : જે પોતાનાં માતા-પિતા સાથે સદ્વર્તન કરશે, તેના માટે જન્નતમાં તૂબા નામી ઘણું ઉમદા ઝાડ હશે અને અલ્લાહ તઆલા તેની ઉંમર વધારી આપશે. (અત્તરગીબ વત્તરહીબ : ૩/૩૧૭, હાકિમ : ૪/૧૭૦, જમ્ઉલ ફવાઇદ : ૪/૪૧૯, કન્ઝુલ ઉમ્માલ : ૧૬/૪૬૮, હદીસ નંબર : ૪૫૪૮૩)

હઝરત અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (ﷺ) એ ફરમાવ્યું : જો કોઇ ઇચ્છે કે તેની ઉંમર અને રોજી વધારી દેવામાં આવે, તેને જોઇએ કે પોતાનાં માતા-પિતા સાથે નેક વર્તન કરે અને સગાં-સંબંધીઓથી મેળ-મેળાપ રાખે. (મુસ્નદે અહમદ : ૩/૨૨૯ અત્તરગીબ વ ત્તરહીબ : ૩/૩૧૭, કન્ઝુલ ઉમ્માલ : ૧૬/૪૭૫, હદીસ નંબર :૪૫૫૨૧)

ઇબ્ને માજહ અને મુસ્નદે અહમદની હદીસોનો તકદીર (ભાગ્ય, નસીબ)ની અહાદીસથી કોઇ ટકરાવ નથી. અલ્લાહ તઆલાને સૃષ્ટિની રચના થઇ તે સમયથી માલૂમ હતું અને માલૂમ છે કે, ફલાણો માણસ માતા-પિતાની ખિદમત અને ફર્માબરદારી કરશે. તેને જ ધ્યાનમાં રાખી તેની ઉંમર તેનાથી વધારે નક્કી કરવામાં આવી, જેટલી તેની માતા-પિતાની ખિદમત, ફર્માબરદારી ન કરવાની સૂરતમાં દેવામાં આવતી. આવી જ રીતે બધી હદીસોને સમજવામાં આવે જેમાં કોઇ નેક અમલ પર રોજીમાં ગુંજાશ અને બરકત વગેરેની ખુશખબરી સંભળાવવામાં આવી, જો કે રોજીની તંગી અને ગુંજાશ પણ નસીબ છે. (અલ-બશીર વ ન્નઝીર : ૪/૪૮, મઆરિફુલ હદીસ : ૬/૫૮)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (ﷺ) એ ફરમાવ્યું : તમે તમારા આબાઅ્ (માતા-પિતા)ની ખિદમત અને ફર્માબરદારી કરો, તમારી અવલાદ તમારી ફર્માબરદાર અને ખિદમત ગુજાર થશે. તમે પાકદામની સાથે રહો, તમારી ઓરતો પાકદામન રહેશે.

(અત્તરગીબ વ ત્તરહીબ : ૧/૨૦૯, હાકિમ : ૪/૨૬૫)

હઝરત અમ્ર બિન મુર્રહ જુહની (રદિ.)થી રિવાયત છે, એક શખ્સ નબીએ કરીમ (ﷺ)ની ખિદમતે અકદસમાં હાજર થયા અને અરજ કરી : યા રસૂલલ્લાહ (ﷺ) ! મેં એ વાતની સાક્ષી આપી કે અલ્લાહ તઆલાના સિવાય કોઇ ઇબાદતના લાયક નથી અને આપ (ﷺ) અલ્લાહ તઆલાના રસૂલ છે અને પાંચ ટાઇમની નમાઝ પઢી અને પોતાના માલની ઝકાત આપી અને રમઝાનુલ મુબારકના રોઝહ રાખ્યા. નબીએ કરીમ (ﷺ)એ ફરમાવ્યું : જે માણસનો આ હાલતમાં ઇન્તિકાલ થાય તે કિયામતના દિવસે અંબિયાઅ્, સિદ્દીકીન, શુહદાઅ્ સાથે એવી રીતે ઊઠશે જેમ કે બે આંગળીઓ નજીક-નજીક છે. આપ (ﷺ)એ પોતાની બે આંગળીઓ ઊભી કરી બતાવી, જયાં સુધી કે માતા-પિતાની નાફરમાની ના કરે. (અત્તરગીબ વત્તરહીબ : ૩/૩૨૯)

હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે, નબીએ કરીમ (ﷺ) એ ફરમાવ્યું : તે આદમી હલકો થાય, તે બરબાદ થાય, તે બદનામ થાય. અરજ કરી : યા રસૂલલ્લાહ (ﷺ) ! કોણ ? (અર્થાત્ કોના બારામાં ઇરશાદ છે). આપ (ﷺ)એ ફરમાવ્યું : તે (બદનસીબ) જે માતા-પિતાને યા બન્નેમાંથી કોઇ એકને વૃદ્ધાવસ્થામાં પામે અને તેમની ખિદમત અને તેમનું દિલ ખુશ કરી જન્નત હાસિલ ન કરે. (મુસ્લિમ શરીફ : ૨/૩૧૪)

બીજી ઘણી બધી હદીસો તમે આ કિતાબમાં વાંચશો. (ઇન્શા અલ્લાહુ તઆલા). હઝરત ઇમામ ગઝાલી (રહ.)ના બારામાં આ વાત મશહૂર છે કે, એક મુદ્દત સુધી ફકત માની ખિદમતની મશગૂલીના કારણે ઇલ્મ હાસિલ ન કરી શકયા; પરંતુ જયારે તેમની ખિદમતથી ફારિગ થયા તો

અલ્લાહ તઆલાએ ઇલ્મમા ઘણો ઊંચો હોદ્દો અતા ફરમાવ્યો, એટલે જ માતાની ખિદમતને ગનીમત (મૂલ્યવાન) સમજવી જોઇએ. મવ.જમીલ અહમદ બાલાકોટી (દા.બ.) એ પોતાની પ્રબલ કિતાબ ''માંકી અઝમત'' માં ગગન શાહિદનું કથન નકલ કર્યું છે. ''જો મને પૂરી દુનિયાનો શહેનશાહ નકકી કરી દેવામાં આવે, મારા નિવાસસ્થાન માટે વ્હાઇટ હાઉસથી ઉચ્ચતમ, શાનદાર મહેલ બનાવવામાં આવે, દુનિયાની સર્વોત્તમ ગાડીઓ, હેલીકોપ્ટર મારા કબજા હેઠળ હોય, મારા દસ્તરખાન પર ભાત-ભાતની અને જાત-જાતની વાનગીઓ ગોઠવેલી હોય, પહેરવા માટે દુનિયાભરના કપડાં ઉપલબ્ધ હોય, મારી સેવાચાકરી માટે સેંકડો નોકરાણીઓ નિયુકત કરી દેવામાં આવે, પરંતુ મને ફકત અને ફકત માતાની નિકટતા (સાંનિધ્ય)થી વંચિત રહેવું પડે, ત્યારે હું આટલી ઊંચી-ઊંચી નેઅ્મતોને બાજુ પર મૂકી માતાના દિવ્ય ખોળામાં આસરો લેવાનું પસંદ કરું.''

ઉકત કથન વાંચી જયાં માતાની ખિદમત-સેવાચાકરીના સૌભાગ્યનો અનુભવ થાય છે, ત્યાં આ ઈરાદો પણ મારા દિલમાં દ્દઢ સંકલ્પ બની ઊભર્યો કે માની મહત્તા અને અગત્યતા વિશેની આ મજકૂર કિતાબનો ગુજરાતી ભાષામાં અનુવાદ થવો જોઇએ, તો મને મુફતી અબ્દુસ્સત્તાર સાહેબ આછોદી મદ્દ ઝિલ્લુહૂ (હાલ નિવાસી, શિકાગો)એ ગુજરાતી અનુવાદ કરવાનો મશ્વેરો આપ્યો. અહકરે મજકૂર કિતાબનો ગુજરાતી અનુવાદ કરવાનું શરૂ કર્યું. જયારે હું આ કિતાબમાં નકલ થયેલ ગગન શાહિદના કથનનો ગુજરાતી અનુવાદ કરી રહયો હતો, તો તે સમયે મારાં મમતાળુ, માયાળુ, કૃપાળુ, દયાળુ, પ્રેમાળુ મા-બાપ અમેરિકાની સફરે જઇ રહયા હતાં. ત્યારે મારા માટે તેમની જુદાઇ નાકાબિલે બર્દાશ્ત (અસહય) હતી અને ઘર કબ્રસ્તાનની જેમ લાગવા માંડયું અને અનુભવાયું કે મા તે મા અને બાપ તે બાપ ! અને અલ્લામહ ઇકબાલ મર્હૂમે માતાને સંબોધતા જે પંકિતઓ કહી છે તે મને યાદ આવી:

*તબિયતસે મૈં અંજુમ કે હમ કિસ્મત હુવા,*
*ઘર મેરે અજદાદ કા સરમાયએ ઈઝઝત હુવા.*

*દફતરે હસ્તી મેં થી ઝરીં વરક તેરી હયાત,*
*થી સરાપા દીનો-દુન્યાકા સબક તેરી હયાત.*

*ઉમર ભર તેરી મુહબ્બત મેરી ખિદમત ગર રહી,*
*મેં તેરી ખિદમત કે કાબિલ જબ હુવા તો ચલ બસી.*

*તુખ્મ જિસકા તૂ હમારી કિશ્તે જાં મેં બો ગઇ,*
*શિકિતે ગમસે વહ ઉલ્ફત ઔર મહકમ હો ગઇ.*

મારી મુરાદ ઉકત પંક્તિથી આ છે કે, જયારે હું તેમની સેવાચાકરીના લાયક થયો તો દેશથી પરદેશમાં ચાલ્યાં ગયાં.

અને માતાનાં ચરણોમાં નીચેની પંકિત રજૂ કરીશ :

*મા છે તે છાંયડો જયાં અંગારો પણ ઠંડો થઇ જાય છે,*
*જિંદગીનો બોજ મારા ખભા પર હલકો થઇ જાય છે.*
*ખુદાયા ! મારા ખભા પર આ છાંયડો સદા રાખજો,*
*ઉઘાડુ હોય ભલે મારું માથું, શિરે આ છાંયડો રાખજો.*

(અબૂ જુવૈરિયહ)

વાંચક બિરાદરીને ગુજારિશ છે કે ગુજરાતી અનુવાદમાં અજાણ્યે થનારી કોઇ કમી અને નુકસાન થતું હોય તો મહેરબાની કરી ખબર કરશો. મને મારી કમ ઇલ્મીનો સંપૂર્ણ એકરાર છે, કારણ કે આપના મશ્વેરાથી આગામી પ્રકાશન ઉચ્ચતમ અંદાજમાં પેશ કરી શકું.

અંતમાં હુ આ કિતાબને છપાવનાર ઇલ્મ પ્રેમીઓનો શુક્રગુજાર છું કે, આ કિતાબને છપાવવાનો સંપૂર્ણ ખર્ચ ઉઠાવ્યો. અલ્લાહ તઆલા તેમની આ દિની-તબ્લીગી ખિદમતને કબૂલ ફરમાવે, તેને એમના મર્હૂમીન માટે

સરફરાઝી અને બુલંદ દરજાતનું નિમિત્ત બનાવે. છપાવનારને દીની-દુન્યવી ભલાઇઓ, નેઅમતોથી નવાઝે, મુસીબતો, બીમારીઓથી સુરક્ષિત રાખે અને તેમના વેપાર-ધંધામાં બરકત અતા ફરમાવે, આમીન યા રબ્બલ આલમીન !

*દુઆગો વ દુઆજો*
*મુહમ્મદ સઈદ મવ. મૂસા આછોદી*
*(ઉફિય અન્હુ વ અન વાલિદયહિ)*
*ફાઝિલ : દારુલ ઉલૂમ ભરૂચ - કંથારીઆ*
*મુદર્રિસ : જામિઅહ તજવીદુલ કુર્આન, સોજીત્રા*
*૬-જમાદિઉલ અવ્વલ હિજરી-૧૪૩૧*



# અભિપ્રાય

હઝરત મવલાના હસન સા. ભડકોદ્રવી (દા.બ.)
સુપ્રસિદ્ધ ગુજરાતી લેખક અને નાઝિમ :
પ્રકાશન વિભાગ, દારૂલ ઉલૂમ ભરૂચ - કંથારીઆ

*અલ્હમ્દુ લિ-અહ્‌લિહ, વસ્સલાતુ અલા અહ્‌લિહા*
*અમ્મા બા'દ !*

મા તે મા. દુનિયામાં મા'નો કોઇ જ વિકલ્પ નથી. મા'ની મમતા અસીમ, અપાર અને અમાપ હોય છે. મા'ની મમતા માપવાનું કોઇ સાધન (માપણું) હજુ સુધી દુનિયામાં શોધાયું નથી અને શોધાવાનું પણ નથી. માતૃપ્રેમને કોણ તોલી શકે છે ? આજ સુધી એવું ત્રાજવું શોધાયું નથી, જે માતૃપ્રેમને તોલી શકે ! હૃદયશીલ મા'ની મમતા, સ્નેહ અને વાત્સલ્યને માપવાનું આપણી પાસે એક જ પ્રમાણભૂત સાધન તથા માપદંડ છે અને તે છે કુર્આન અને નબવી અહાદીસ. (પ્રસ્તુત કિતાબમાં મા'ની અઝમત અને ફઝીલતને સ્પર્શતી કુર્આની આયતો અને નબવી હદીસોનો વિશદ અને સવિસ્તર ઉલ્લેખ કરાયો જ છે, જેથી એને ટાંકવાની ઝાંઝી જરૂર જણાતી નથી).....

માતૃપ્રેમને સલામ કરતી એક આગવી અને વિશિષ્ટ કિતાબ ગુજરાતી ભાષામાં શાયદ પહેલીવાર પ્રકાશિત થઇ રહી છે (અને જો પ્રસિદ્ધ થઇ હોય તો કમસે કમ મારી જાણમાં નથી). મા'ને કેન્દ્રમાં રાખીને લખાયેલી આવી સુંદર, બેનમૂન અને મૂલ્યવાન કિતાબને ગુજરાતીમાં રૂપાંતરિત કરવા બદલ નવોદિત લેખક અને ખંતીલા યુવાન આલિમે દીન હઝરત મવલાના મુહમ્મદ સઈદ ઇબ્ને હઝરત મવલાના મૂસા અલી આછોદી સા. (મ.ઝિ.)ને શત શત હાર્દિક મુબારક બાદ !

અલ્હમ્દુ લિલ્લાહ, કિતાબનું મેં પુનરવલોકન કર્યું છે. કોશિશ અને કાવિશ આવકારદાયક, કદ્રપાત્ર અને પ્રશંસનીય છે. અલ્લાહ તઆલા કબૂલ ફરમાવી કિતાબને લોકોપયોગી બનાવે, આમીન !

*પ્રકાશન વિભાગ*
*દારુલ ઉલૂમ,*
*ભરૂચ-કંથારીઆ*

*અલ્પજ્ઞ*
*હસન ભડકોદ્રવી*

# અભિપ્રાય

*હઝરત મવલાના મુફતી અહમદ દેવલ્વી સા. (દા.બ.)*
મુહતમિમ : જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર
સદર : મજલિસે તહફુઝ્ઝે મદારિસ-ગુજરાત

*હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા.....*

ઈસ્લામમાં અલ્લાહ તઆલાના હકો બાદ, મા-બાપના હકો અને તેમાં પણ "મા"ના હકોને સૌથી વધુ અહમિયત અને મહત્ત્વતા આપવામાં આવી છે; પરંતુ આજે મા-બાપ સાથે સદ્વર્તન, ખિદમત, ભલાઇ, દરેક રીતે દિલજૂઇ વિગેરે હકો જેવી મહત્તમ બાબત-વિશેષ રીતે "મા"ના હકો પ્રત્યે ધીરે-ધીરે ગફલત અને કોતાહી જોર પકડી રહી છે, જેનાથી બધા વાકિફ છે જ.

કુર્આને કરીમ અને હદીસ શરીફમાં મા-બાપના બંને સાથે ભલાઇ, સદ્વર્તન અને તેઓના હકોની અદાયગીની વારંવાર તાકીદ કરવામાં આવી છે; પરંતુ કુર્આને કરીમની અમુક આયતો, એવી જ રીતે અમુક હદીસો "મા" બાબત આ તરફ રહનુમાઇ કરે છે કે, "મા"નો હક બાપ કરતા કઇ ઘણો વધારે છે. જેમકે, સૂરએ અહકાફની આયત નંબર (૧૫)ના વિવરણમાં મુફસ્સિરીને કિરામ (રહ.)એ આ વાત સ્પષ્ટ રૂપે લખી છે, એવી જ રીતે બુખારી શરીફ ભાગ : ૧૨ પેજ ૮૮૩ની રિવાયત જે સદર કિતાબના પેજ નંબર ૧૫ ઉપર વર્ણન થયેલ રિવાયતનું વિવરણ કરતા ઉલમાએ કિરામ (રહ.)એ લખ્યું છે : સુલૂક, નેકી, સદ્વર્તનમાં "મા"નો ભાગ ૩/૪ છે (તકમિલએ ફત્હુલ મુલ્હિમ : ૫/૩૨૭). એનું કારણ સ્પષ્ટ છે કે બાલ-બચ્ચાંઓની પરવરિશ અને વૃદ્ધિ-વિકાસમાં, એના અસ્તિત્વના બીજના સિંચનથી લઇ બાલિગ-પુખ્તવયના થતા સુધી "મા" જે રીતે પોતાને ન્યોછાવર કરે છે, તે ખરેખર અલ્લાહ તઆલાની "રબ્બાનિય્યત" અને હિકમતનો હૈરત પમાડનાર કરિશ્મો છે.

હઝરત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ "મા" અને "મા"ના રિશ્તાથી "ખાલા" (માસી)ની સેવાને ગુનાહો માટે કફ્ફારો (મિટાવનાર) હોવું, એવી જ રીતે "મા"ના ચરણોમાં જન્નતનું હોવું અહાદીસ શરીફમાં બયાન ફરમાવ્યું છે, બીજી તરફ "મા"ની નાફરમાની પર સખત

વઇદોનું કુઆનિ કરીમ હદીસ શરીફમાં વર્ણન કરવામાં આવ્યું છે, ''મા''ની નારાજગીથી માણસની શી દશા થાય છે, જેનું સવિસ્તર વર્ણન કિતાબના અંતમાં વાંચવા મળશે. ખરેખર, આ બાબત ઘણી જ ઇબ્રતનાક છે.

અન્ય સમાજોમાં તો હકોનું કોઇ મહત્ત્વ રહયું જ નથી, પરંતુ આપણા સમાજમાં પણ આ બીમારી વેગવંતિ બની ગઇ હોય, એમ લાગે છે. જરૂરત હતી કે ઇસ્લામમાં જેના હકો પરત્વે અલ્લાહ તઆલાના હકો બાદ ધ્યાન દોરવામાં આવ્યું છે, તેની મહત્ત્વતા પર ગુજરાતી ભાષામાં પણ લખવામાં આવે. મુબારકબાદના પાત્ર છે મુહતરમ મુફતી મુહમ્મદ સઇદ આછોદી સા. જેમણે એક સમય અનુલક્ષી વિષય પસંદ કરી આ વિશે ઉર્દૂમાં ઉપસ્થિત એક કિંમતી કિતાબનું અનુવાદ કરી, સમાજમાં વધતી જતી બીમારીના ઇલાજનું એક મહત્ત્વનું પગલું ભર્યુ છે. અનુવાદની સાથે સાથે કિતાબને ઇલ્મી બનાવવા અર્થે મવસૂફે ઉર્દૂ કિતાબમાં વર્ણન કરેલ અહાદીસની તખરીજ પણ ફરીથી કરી છે, એવી જ રીતે જે વાતો બિન હવાલા હતી, તેને હવાલા સાથે પોતે તલાશ કરી નકલ ફરમાવી છે, અને અન્ય પણ ઘણાં જરૂરી વધારાઓ પોતાના તરફથી કરી જેના લઇ પહેલાં કરતાં કિતાબની ઇફાદિય્યત વધી ગઇ છે. મવસૂફની મેહનત, સેવા અને આ પગલું કાબિલે કદ્ર છે. મુસ્લિમ સમાજથી અનુરોધ છે કે તેઓ આ કિતાબને વાંચનમાં લઇ, સમાજમાં પ્રસરી રહેલ બીમારીના ઇલાજની કોશિશ કરે. અલ્લાહ તઆલા મવસૂફ મુહતરમના હોંસલાને વધુ વેગવંતિ બનાવે અને એમની આ ખિદમતને ઉમ્મતના હકમાં ફાયદાકારક બનાવે અને એને કબૂલ ફરમાવે. વ સલ્લલ્લાહુ અલ ન્નબિય્યિલ કરીમ, આમીન

*વસ્સલામ*

*(મુફતી) અહમદ દેવલ્વી સા.*

*ખાદિમ : જામિઅહ ઉલૂમુલ કુર્આન-જંબુસર*

*૧૫, રબી. અવ્વલ ૧૪૩૧ હિજરી*

*૨, માર્ચ ૨૦૧૦ ઇસવી.*

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

## અનુવાદક અને અનુવાદ વિષે

*હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ મૂસા સા. સારોદી (દા.બ.)*
*ઉસ્તાદે હદીસ અને ફિકહ : જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર.*

અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન વસ્સલાતુ અલા રહમતિલ લિલ આલમીન.....

ઈસ્લામ એક પ્રાકૃતિક મઝહબ-ધર્મ છે. સમગ્ર જગતના માનવીઓ માટે માર્ગદર્શક છે. ઈસ્લામના સિદ્ધાંતો કાયમી અને દાયમી છે. કયામત સુધી આવનાર મનુષ્યો માટે અલ્લાહ પાકે પોતાની વાણી કુર્આન અને હદીષના રૂપમાં આપેલ છે, જેમાં દરેક બાબતનુ કયાંક સંક્ષિપ્તપણે તો કયાંક વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવેલ છે. દરેક યુગના તકાદા મુજબ જે તે સમયના આલિમોએ કુર્આન અને હદીષનું સ્પષ્ટીકરણ તથા વિવરણ કરેલ છે.

કુર્આન અને હદીષ નબીયે અરબી ઉપર અરબી ભાષામાં ઉતારવામાં આવ્યું. અરબોની પ્રાંતિયભાષા અરબી હોવાથી તેઓમાં બહુ જલદી ક્રાંતિ આવી, જે અરબોનો ઇસ્લામ પૂર્વેનો તથા ઇસ્લામ પછીનો ઈતિહાસ સ્પષ્ટ દર્શાવે છે.

અંખડ હિન્દુસ્તાનના આલિમોએ કુર્આન-હદીષનો અનુવાદ ઉર્દૂ ભાષામાં કરી નાખ્યો. જેમકે, દારુલ ઉલૂમ દેવબંદના મુફતી, હઝરત મવલાના મુફતી નિઝામુદીન સાહબ (રહ.) લખે છે:

''ઉર્દૂ ભાષામાં મુસ્લિમોનું દીની સાહિત્ય ભલે અનુવાદ થઈ ચૂકયું છે; પરંતુ ઉર્દૂ ભાષાથી વંચિત લોકો દીનના ઇલ્મ અને દીનના મસાઇલથી વધુને વધુ અજાણ થઇ રહયા છે. આવા સંજોગોમાં બાળકોને બલકે નવી પેઢીને જો પોતાની માતૃભાષા ઉર્દૂ હોય તો ઉર્દૂમાં, નહિં તો પોતાની જે માતૃ અને પ્રાંતિયભાષા હોય તેમાં પોતાના દીની મસાઇલને નકલ કરી આપવા દરેક શકિતમાન મુસલમાનના શિરે વાજિબ છે, અને જયાં સુધી જલદી થઇ

શકે વહેલી તકે પોતાના દીની તથા ઇલ્મી સાહિત્યનો પોતાની પ્રાંતિયભાષામાં અનુવાદ કરી આપવો જરૂરી અને લાઝિમ છે, અને તે સામાન્ય લોકોના દીન અને મઝહબના રક્ષણ માટે ફરજ થઇ રહેલ છે. તે વિષે ઉમ્મતની દરેક વ્યકિત ઉપર તેની માલી અને ઇલ્મી યથાશકિત મુજબ અલ્લાહ તઆલાનો હુકમ કેન્દ્રિત થઇ રહયો છે. જેમકે, ઈરાનમાં જયારે ઇસ્લામ ધર્મ પહોંચ્યો ત્યારે ત્યાં અરબી ભાષા પ્રચલિત ન હતી, જેથી તે સમયના આલિમો અને મશાઇખે વહેલી તકે અને જલદીથી સર્વત્ર મઝહબી સાહિત્યનો ફારસી ભાષામાં એવી રીતે અનુવાદ કરી નાખ્યો કે ત્યાંની દરેક વ્યકિત બહુ જલદી દીનથી અને દીની મસાઇલથી માહિતગાર બની થઇ અને પરિસ્થિતિ જ બદલાઇ ગઇ. (નિઝામુલ ફતાવા : ૧/૧૮૬)

જેથી વર્તમાન યુગમાં કુર્આન અને હદીષની અરબી ભાષા સરકારી સ્કૂલોમાં ભણાવવામાં આવતી નથી. તદુપરાંત, અરબીથી અનુવાદ થઇ ચૂકેલ ઉર્દૂ ભાષા પર આપણી પ્રાંતિયભાષા ન હોવાના કારણે વધુ ગુર્જર મુસ્લિમો અજાણ હોય, હઝરત મુફતી નિઝામુદ્દીન (રહ.)ના કથન મુજબ પ્રાંતિયભાષામાં અનુવાદ કરી આપવો જરૂરી હોય, અરબી-ઉર્દૂ ભાષાના ગુર્જર આલિમોએ દીની, ઇસ્લામી સાહિસ્તનો ગુજરાતી ભાષામાં અનુવાદ કરી, ધનવાન લોકોએ આર્થિક સહાય કરી ગુર્જર મુસ્લિમો સુધી સંપૂર્ણ દીની સાહિત્ય ગુજરાતી ભાષામાં પહોંચાડવાની કોશિશ કરવી જોઇએ.

ઉકત કામ માટે અલ્લાહ પાકે અનેક ગુર્જર આલિમોને તૌફીક અર્પણ ફરમાવી, જેઓ દીની લેખન, સંપાદન, અનુવાદનું કામ કરી ગુજરાતી મુસ્લિમો માટે દીની, ઇસ્લાહી, અખ્લાકી, વિગેરે સાહિત્યો અવાર-નવાર સમયના તકાદા મુજબ રજૂ કરી ગુજરાતી મુસ્લિમો ઉપર ઉપકાર ફરમાવી રહયા છે, તેઓ પૈકી નવોદિન લેખક મુફતી મુહમ્મદ સઇદ સાહબ છે. (ઝાલિક ફઝ્લુલ્લાહિ યુઅ્તીહી મયં્ યશાઅ્)

મુબારકબાદીના પાત્ર છે મવલાના મુફતી મુહમ્મદ સઈદ ઈબ્ને મવલાના મૂસા અલી આછોદી સાહબ (સલ્લમહૂ) જેઓએ ''માંકી અઝમત'' (લેખક: મવલાના જમીલ અહમદ સાહેબ બાલાકોટી (દા.બ.) નામી ઉર્દૂ બાપિય કિતાબનો સરળ અને સાદી ભાષામાં અનુવાદ કરી. કિતાબ પ્રગટ થતાં સુધીની દરેક મહેનતો કરી આપણા ગુર્જર મુસ્લિમો ઉપર ઉપકાર કર્યો છે.

અલ્લાહ પાક તેમની સેવાઓ. મહેનતોને કબૂલ ફરમાવે. અનુવાદક. સંપાદન. લેખનની વધુને વધુ તૌફીક અર્પણ ફરમાવે. આવા યુવાન આલિમાની કદરદાની કરવાની અને તેમણે અનુવાદ કરેલ કિતાબ ઉપર અમલ કરવાની તૌફીક આપે. તેઓના વાલિદૈન માટે સદકએ જારિઅહ બનાવે. અને આખિરતમાં નજાતનો જરીયો બનાવે. આમીન-વસ્સલામ

દુઆનો મોહતાજ
ઈસ્માઈલ મૂસા અદા સારોદી (ગુફિરલહૂ)
ખાદિમે હદીસ : જામિઅહ. જંબુસર.
૦૫/૦૪/૧૪૩૧ હિજરી.
૨૨/૦૩/૨૦૧૦ ઈસવી.



# અભિપ્રાય

## હઝરત મવ.મુફતી અબ્દુલ્લાહ સાહેબ કાવીવાલા (દા.બ.)
## નાયબ સદર મુફતી : દારૂલ ઉલૂમ ભરૂચ-કંથારીઆ

હામિદંવ્ વ મુસલ્લિયા......

મા' શું છે ? મા'ની હકીકત તેમજ મા'ની કદર ખરેખર તે વ્યક્તિ જાણે છે, જે વ્યક્તિ મા' સાથે જીવન પસાર કરી મા'તરફથી વારંવાર હરઘડી પ્યાર, મુહબ્બત, લાગણી જોવા મળે છે. દુનિયામાં સૌથી મહાન નેઅમત ખુદા પાક તરફથી દુનિયાના મનુષ્યોને મળી હોય તો તે ''મા'' છે. મા'ના પેટથી લઇને અવલાદના મૃત્યુ સુધી બલકે મૃત્યુ પછી પણ મા'ને પોતાની અવલાદ પ્રત્યે જે કંઇ કુદરતે મા'ના દિલમાં હમદર્દી ઉત્પન્ન કરી છે, તેનો દુનિયામાં કોઇ નમૂનો નથી. આજના હાલના સમયમાં મા'ની નાફરમાની, નાકદ્રી સતામણીના કિસ્સાઓ શહેર-શહેર, ગામડે-ગામડે દરેક મહોલ્લાઓમાં અનેક ઘરોમાં જોવા મળે છે, પરંતુ મા'ની કદરદાની, ફરમાબરદારી સુખ-શાંતિ, આરામ પહોંચાડનારી વ્યક્તિઓ ઘઉંમાં કાંકરાની જેમ ઘણાં જ ઓછા પ્રમાણમાં સમાજમાં જોવા મળે છે. ખાસ કરીને આપણા ગુજરાતમાં દિવસે-દિવસે મા'ની કદર કરનાર, સુખ પહોંચાડનારા ભાઇ-બહેનોની ઘણીજ કમી જણાઇ રહી છે. આવા સંજોગોમાં અને માહોલમાં કુર્આને કરીમ અહાદીસે શરીફહ અનો સાચા કિસ્સાઓની રોશનીમાં ઉમ્મત સામે અનુવાદક કરી નવયુવાન આલિમે દીન કાબેલિયત ધરાવનાર મવ.મુફતી મુહમ્મદ સઇદ મવલાના મૂસા સાહબ આછોદી (સલ્લમહૂ) એ ઘણી મહેનત અને ધગશ સાથે એક કિતાબ પ્રગટ કરી મા'ની ખૂબીઓ, સેવાની ફઝીલતો, દુઆઓ લેવા અને કદર કરવા માટે ગુજરાતના મુસ્લિમો પર એહસાન કર્યું ખુદા પાક ગુજરાતના દરેક ભાઇ-બહેનોને કિતાબ વાંચીને અમલ કરવાની નેક તૌફીક અતા ફરમાવે અને અનુવાદ ને વધુથી વધુ ઇસ્લામી, ઇસ્લાહી અખ્લાકી સાહિત્યો લખી-અનુવાદ કરીને પ્રસારણ કરવાની તૌફીક આપે, કબૂલ ફરમાવે, આમીન.

ફકત વસ્સલામ

(મુફતી) અબ્દુલ્લાહ વલી કાવીવાલા

ખાદિમે હદીસ વ ઇફતા : દારુલ ઉલૂમ, કંથારીઆ

૨૬/૦૩/૧૪૩૧ હિજરી ૧૩/૦૩/૨૦૧૦ ઇસવી.

# અભિપ્રાય

હઝરત મવાલાના મુફતી અબ્દુસત્તાર સા. આછોદી (દા.બ.)
ઉસ્તાદે હદીષ : દારૂલ ઉલૂમ, શિકાગો-અમેરિકા
ખતીબ : મક્કી મસ્જિદે, શિકાગો-અમેરિકા

*અલ્હમ્દુ લિલ્લાહિ વ કફા વ સલામુન અલા ઈબાદિહિલ્લઝી નસ્તફા, અમ્મા બા'દ !*

અલ્લાહ તઆલાએ દુનિયામાં બેશુમાર ચીજો એવી પેદા કરી છે, જેનાથી માનવીનું દિલ શાંતિ અને તૃપ્તિ પ્રાપ્ત કરે છે, પરંતુ અલ્લાહ તઆલા અને તેના હબીબ (ﷺ)ની જાત અને ઝિક્ર પછી લગભગ જે વસ્તુ સૌથી વધુ રાહતનું માધ્યમ બની શકે છે તો તે ''મા'' છે. જો તેનો અંદાજો કરવા માંગે તો જયારે પણ દિલ ઉદાસ હોય પોતાનાં અમ્માજીની ગોદમાં માથું મૂકી સૂઇ જાય, જયારે મા પોતાના પરોપકારી હાથો વડે શિરને બહેલાવશે તો આમ અનુભવાશે કે એક ભાર અને બોજ હતો જે આ મહાન વ્યકિતત્વની ગોદમાં માથું રાખવાની બરકતથી દૂર થઇ ગયો અને રાહત મળી.

માનો નાતો એક એવો રિશ્તહ છે, જેના વગર સંપૂર્ણ ખુશી કોઇ પ્રાપ્ત કરી શકતો નથી. અવલાદ કેટલી પણ માની નાફરમાની કરે, કેટલી પણ ઉદ્ધતાઇ કરે, કેટલી પણ સતાવે, કેટલી તૌહીન કરે, કેટલાં પણ અયોગ્ય શબ્દો ઉચ્ચારે, કેટલી પણ ગાળો ભાંડે, પરંતુ મા તે મા ! તે પોતાની અવલાદથી મુહબ્બતનો વર્તાવ જ કરે છે. અહાદીસમાં એક બનાવ બયાન થયો છે : એક સહાબી (રદિ.)નાં વાલિદહ તેઓથી કેવળ તેમની સખત કલામીના કારણે નારાજ થયાં. જયારે તે સહાબી (રદિ.)ની અંતિમ ઘડીઓ હતી તો જબાનથી કલિમહ જારી ન થતો. સરકારે દો આલમ (ﷺ)ને ખબર કરવામાં આવી તો આપ (ﷺ)એ ફરમાવ્યું : તેમનાં અમ્માજીને પૂછો કે તેઓ તેમનાથી નારાજ તો નથી ? માલૂમ થયું કે તેમનાં અમ્માજી નારાજ છે. આપ (ﷺ)એ ફરમાવ્યું : શું તમે પસંદ કરો છો કે તમારા દીકરાને આગમાં નાખવામાં આવે ? દુખિયારી માએ અરજ કરી : કદાપિ મને મંજૂર નથી કે મારા દીકરાને આગમાં સળગાવવામાં આવે. આપ (ﷺ) એ

ફરમાવ્યું : આપની નારાજીની હાલતમાં વફાત પામી તો દીકરો જહન્નમની આગમાં સળગશે. ત્યાર પછી માએ પોતાના દીકરાને માફ કર્યો. જેવા જ માફ કર્યા તુરંત સહાબી (રદિ.)ની જબાન પર પર કલિમહ જારી થયો અને કલિમહ પઢતાં જ તેમનો ઇન્તિકાલ થયો. આ છે માની મુહબ્બત..... માનો પ્યાર દુનિયાની સૌથી મોટી નેઅમત, મા અલ્લાહ તઆલાનો બહેતરીન તોહફો છે. મા પોતાની અવલાદના બધા દુઃખો છાતીમાં સમાવી લે છે અને તેમને ખુશીઓ આપે છે. માની મુહબ્બત સમંદરની જેમ અસીમ હોય છે. માના પગો તળે જન્નત છે. જેવી રીતે બગીચામાં ગુલાબનું ફૂલ ના હોય તો બગીચો સુંદર લાગતો નથી, એવી જ રીતે જે ઘરમાં મા ના હોય તો તે ઘર ઘર લાગતું નથી.

ભલમણસાઇ જે કંઇ હતી તે બાપના હિસ્સામાં આવી ગઇ,
આવેગ અનંત પ્યારનો..... ''મા''માં જઇ વસ્યો.

જો દુનિયા આંખ છે તો મા તેની દૃષ્ટિ છે. જો દુનિયા ફૂલ છે તો મા તેની સુગંધ છે. શાયદ જ કોઇ એવો માણસ હશે જેના દિલમાં માની અઝમત ના હોય. અલ્લામહ ઇકબાલે કેટલું સરસ કહયું : કઠણ દિલને માની આંસુ ભરેલી આંખો દ્વારા મુલાયમ બનાવી શકાય છે. યાદ રાખો ! જયાં સુધી તમારા મા જીવિત છે તમારે કોઇ બુઝુર્ગથી દુઆ કરાવવાની જરૂરત નથી. મા, બાપના મુકાબલામાં કમજોર સાબિત થયા છે, એટલા માટે માની અઝમતથી અજાણ અવલાદ પોતાની મા સાથે એવો વર્તાવ કરે છે જે શરીઅતની નિગાહમાં નાપસંદ છે.

આ જ માની મહત્તાના વિષયની એક કિતાબ અમારા મુહતરમ વ મુકર્રમ પાકિસ્તાનના ઝાહિદ અલ-કૌસરી, પોતાના અસાતિઝહ અને બુઝુર્ગોને દીનના મંઝૂરે નઝર, કઇ ઇસ્લાહી કિતાબોના લેખક, હઝરત મવલાના અબ્દુલ કય્યૂમ સા. હક્કાની (દા.બ.)એ આજથી બે વરસ પૂર્વે મને પોતાની પ્રકાશિત કિતાબો સાથે મોકલેલી. જેના લેખક હઝરત મવલાના જમીલ અહમદ બાલાકોટી સાહેબ છે, પરંતુ કિતાબની મહિમાને નજર સમક્ષ

રાખી પોતાની સંસ્થા ''જામિઅહ અબૂ હુરયરહ''ના પ્રકાશન વિભાગ ''અલ-કાસિમ અકાદમી'' દ્વારા પ્રકાશિત કરી. જે સમયે આ કિતાબ મારી પાસે પહોંચી એકાએક બચ્ચોં કા ઘર આમોદના મુહતમિમ, મુહતરમ મવલાના મૂસા સાહેબ આછોદી (દા.બ.) પોતાના રિશ્તદારોની મુલાકાતે શિકાગો (અમેરિકા) આવ્યા હતા. મેં તેઓ સમક્ષ આ વાત દર્શાવી કે, આ ''માંકી અઝમત'' નામી કિતાબ ઘણી જ ઉમદા છે. જો તેનો ગુજરાતીમાં અનુવાદ થઇ જાય તો આપણાં સમાજમાં વડીલોના એહતિરામ વિશે જે કોતાહી થઇ રહી છે, ખાસ કરીને મા સાથે જે દુર્વ્યવહાર, બદ-ઉન્વાની, ગુસ્તાખી થઇ રહી છે તેની સુધારણા થઇ જાય અને એક સાલિહ અને ઇસ્લામી સમાજ કાયમ થાય. મવલાના મારી આ વાત પર સહમત થયા અને વાપસીમાં આ કિતાબ પોતાની સાથે લઇ ગયા અને પોતાના મંઝૂરે નઝર (કૃપાપાત્ર) ફરઝંદે અર્જુમંદ (પ્રિયપુત્ર) મુફતી મુહમ્મદ સઇદ સા. આછોદી (ઝીદ મજદુહૂ)ને તેનો ગુજરાતી અનુવાદ કરવા પર નિયુકત કર્યા. ઉર્દૂ પ્રેમીઓ માટે ''માકી અઝમત''નું ઉર્દૂ જ પઢવામાં મજા છે, પરંતુ ગુર્જરી બંધુઓ પણ (ઇન્શા અલ્લાહુ તઆલા) ઘણો જ લાભ ઉઠાવનાર થશે, પરંતુ એકલા શબ્દો પઢવાના ન હોય, બલકે પઢનાર આ હેતુથી પઢે કે, જો માની અગત્યતામાં કોતાહી-ખામી થઇ હોય તો આ કિતાબ વડે તે કોતાહી-ગફલતને દૂર કરવાની કોશિશ કરે અને રહનુમાઇ મેળવે અને જેઓ પોતાનાં અમ્માજીનો અદબો-એહતિરામ કરે છે તેઓ અલ્લાહ તઆલાની આ નેઅમતનો શુક્રિયહ અદા કરે.

અંતમાં દુઆગો છું અલ્લાહ પાક આપણાં મુહતરમ મુફતી મુહમ્મદ સઇદ સા. (સલ્લમહૂ) ની આ કોશિશને કબૂલ ફરમાવે, અલ્લાહ તઆલા તેમનાથી ખૂબ પોતાના દીનનું કામ લે અને બુરી નજરથી બચાવે, આમીન બિ હુર્મતિ સય્યિદિલ મુર્સલીન.

(અહકર) : અબ્દુસ્સત્તાર આછોદી (ઉફિય અન્હૂ)
(ખાદિમ) : મકકી મસ્જિદ, દારુલ ઉલૂમ-શિકાગો.

# અભિપ્રાય

હઝરત મવલાના યાકૂબ ઇ.સરીગત નદવી સા. (દા.બ.)
માનદ્ મુખ્ય તંત્રી : વહોરા વેલ્ફેર (માલિક) સૂરત

*અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન વસ્સલાતુ વસ્સલામુ અલા અશ્રફિલ અંબિયાઇ વલ-મુરસલીન.*

અલ્લાહના બરકતવંત નામથી અને પ્યારા પયગમ્બર (ﷺ)પર અપાર દુરૂદો-સલામ બાદ, વાંચક બંધુઓની સેવામાં સલામ સાથે અર્ઝ કે, નાચીઝના નિર્બળ હાથોમાં જયારે પણ કોઇ ઇસ્લામી ગુજરાતી પુસ્તક આવે છે અને ઇસ્લામી સાહિત્ય વાહક કોઇ પુસ્તિકા-પત્રિકા પર નિગાહ પડે છે ત્યારે અનંત આનંદોલ્લાસનો એહસાસ થયા વિના રહેતો નથી.

બાબત એમ છે કે એક ગુજરાતી, ગુજરાતી ભાષી કે પછી ગુજરાતી ગૌરતવંતી ભૂમિ પર રહેવા-વસવાના નાતે આપણા ગુજરાતી ભાઇઓ સુધી સારી-સારી વાતો પહોંચાડવી આપણું પ્રથમ અને પવિત્ર કર્તવ્ય છીએ અને વાસ્તવિકતા એ છે કે, ''વ મન અહસનુ કવલન'' અલ્લાહ સુધી પહોંચવાની હાકલ અને આમંત્રણથી વિશેષ સારી વાત-બાબત કઇ હોઇ શકે ? શું હોઇ શકે ?

ન જાણે આ મારી નબળાઇ છે કે પછી સંવેદનશીલતાની તીવ્રતાનું પરિણામ, ..... ઘણી વાર મારી દશા-અવદશા કંઇક ''સારે જહાં કા દર્દ હમારે જિગર મે હૈ'' જેવી હોય છે. મને એવો પણ દુઃખદ આભાસ થાય છે કે આપણા ગુર્જર મુસ્લિમો પોતાની માતૃ ભાષાની યોગ્ય-પૂરતી સેવા કરવામાં ઉણા ઊતર્યા છે, કે પછી તેમને ઇસ્લામના માધ્યમથી જે અમૂલ્ય ભંડાર અતા થયો છે તેને જે તે હકદાર સુધી પહોંચાડવામાં ભારોસાર કંજૂસાઇ કરી છે. અલબત્ત, ગુજરાતી સાહિત્યની સહાય અને સથવારે ગુજરાતના મુસ્લિમો કાજે હજી ઘણું-ઘણું કરવાનું બાકી છે, એ એક હકીકત છે જેનો ઇનકાર શકય નથી. એક તરફ સરળ, સુંદર ગુજરાતી ભાષા, ત્યાં જ મુસ્લિમો પાસે-ગુજરાતી મુસ્લિમો પાસે ઇસ્લામની અનન્ય ઉમદા માન્યતાઓની સાથે સમાજને સ્વર્ગમાં રૂપાંતરિત કરી શકે એવી સૌમ્ય, ઉત્કૃષ્ટ, ઉત્કર્ષ, આદર્શ સંસ્કારોનો ભંડાર અને સમુદ્ધ સંસ્કૃતિ પણ છે. કહો કે, આ જગને જન્નત બનાવી શકે એવું એક મુસ્લિમ પાસે શું નથી ?

આજે આપણા મુસ્લિમ-બિન મુસ્લિમોના સામાજિક જીવનમાં ઠેકઠેકાણે

તિરાડો, ભંગાર નજરે પડે છે તેના અનેક કારણોમાંથી એક કારણ ઘરના મોભી એવા ''બાપ'' અને ''મા'' પ્રત્યેના આદરનો અભાવ અને એમની આજ્ઞાઓના પાલનમાં ઉદાસીનતા પણ છે. જયારે ઇસ્લામે આ બાબતે સર્વ શ્રેષ્ઠ દોરવણી આપી છે અને ખૂબ સૌમ્ય શૈલીમાં આ બાબતે આદેશ આપેલ છે. કહો કે, ''મા'' અંગેના કર્તવ્યોની જાણકારી અને આ પ્રત્યેની ઇસ્લામી દોરવણી સ્વયં મમતાભરી છે, જેનો ઇનકાર શકય નથી.

આથી જ અકાઈદે ઇસ્લામ, અહકામે ઇસ્લામ જેટલું જ મહત્ત્વ અખ્લાકે ઇસ્લામને પ્રાપ્ત છે અને એ અંગેની જાણકારી ઉપલબ્ધ કરવી, સમજ આપવી, એનો પ્રચાર કરવો, એનો આગ્રહ રાખવો પણ એટલી જ મહત્ત્વનીય બાબત છે. ત્યારે મુસ્લિમ ગુજરાતી સાહિત્યના આકાશના ઉગતા સિતારા એવા નવયુવાન વિદ્વાન લેખકનો અનુવાદ ''માની મહત્તા'' કદરપાત્ર, આદરપાત્ર, પઠનપાત્ર છે. એમ કહું તો કશું ખોટુ નથી, કારણ કે એમાંથી ઇસ્લામી તબ્લીગની ભાવનાની સાથે ગુજરાતી પ્રેમ અને સુસંસ્કારનો આગ્રહ પણ નીતરતો જોઇ શકાય છે.

અલ્લાહ તઆલા મવલાના મુફ્તી મુહમ્મદ સઇદ ઇબ્ને મવલાના મૂસા અલી ઈસા આછોદી સાહબના આ નિષ્ઠાપૂર્ણ પ્રયત્નને ખુલૂસ અને કબૂલિયતથી નવાઝે, આપ ભવિષ્યમાં વધુ ઇસ્લામી સાહિત્ય, ગુજરાતી ભાષા અને ગુજરાતી પ્રજાની સેવા બજાવવા સક્ષમ અને શકિતમાન બનો એવી બરગાહે ઇલાહીમાં દુઆ. (અલ્લાહુમ્મ, આમીન)

અબૂ યૂસુફ યાકૂબ ઈ.સરીગત નદવી
માનદ મુખ્ય તંત્રી : વહોરા વેલ્ફેર (માસિક) સૂરત,
સંપાદક : મુજાહિદ (માસિક) સૂરત,
સંપાદક : સદાએ મરકઝ (માસિક) અંકલેશ્વર.
૧૯ રબી. આખર ૧૪૩૧ હિજરી
૫, એપ્રિલ ૨૦૧૦ ઈસવી

# અભિપ્રાય

**હઝરત મવ. મુફ્તી ઈકબાલ સાહબ ટંકારવી (દા.બ.)**
**મુહતમિમ : દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા, ભરૂચ**

માનવજાતની દુનિયા તથા આખિરતની સફળતા માટે ઈસ્લામે ત્રણ પ્રકારની બાબતો જરૂરી ઠરાવી છે. તેમાંથી કોઈમાં પણ ઊણપ રહી જશે તો દુનિયા-આખિરતની સુખ-શાંતિ તથા સફળતાઓ મુશ્કેલ બની જશે.

સર્વ પ્રથમ તો અકીદાઓમાં સુધારણાનું તેનું લક્ષ્ય છે. તૌહીદ (એકેશ્વરવાદ), રિસાલત (આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઉપર ઈમાન લાવી આપને અલ્લાહ પાકના અંતિમ રસૂલ માનવા) અને આખિરત (મૃત્યુ બાદનું જીવન) ના અકીદાઓને પાયારૂપ ગણવામાં આવ્યા છે.

બીજા ક્રમે ઇબાદતો (ઉપાસના) સંબંધી બાબતો આવે છે. જેમાં તેમની અદા કરવાની રીત તથા તેમનો સમય અને સવાબ વગેરે બાબતોની વિગતવાર ચર્ચા થાય છે.

ઈસ્લામી તા'લીમમાં ત્રીજા ક્રમે અખ્લાક (વ્યવહાર) ની શુદ્ધતાને ઘણું જ મહત્ત્વ આપવામાં આવ્યું છે. આજકાલ દીનદાર તથા ઇબાદતગુઝાર લોકોમાં પણ આ બાબતે ઘણી બેદરકારી જોવા મળે છે. સામાન્ય મુસ્લિમો તો બિચારા અખ્લાકનું મહત્ત્વ નથી જ જાણતા; પરંતુ દીનદાર (ખવાસ) વિશેષજનો પણ તેના ઉપર વિશેષ કોઈ ધ્યાન નથી આપતા. જેને લઈ આપણા સમાજી અને વહેવારિક જીવનમાં લડાઈ-ઝઘડા અને મનદુઃખોની ભરમાર થઈ ગઈ છે.

અખ્લાકનો ભાવાર્થ બંદાઓના આપસી હક્કો અને જવાબદારીઓના તે સબંધો છે, જેને પૂરા કરવા દરેક માણસ માટે જરૂરી છે. માણસ જ્યારે આ દુનિયામાં આવે છે, તો દુનિયાની દરેક વસ્તુ સાથે તેનો થોડો ઘણો સબંધ પેદા થઈ જાય છે. આ સબંધ સારી રીતે બજાવવાનું નામ અખ્લાક છે. તેના પોતાના મા-બાપ, બાલ-બચ્ચાં, સગાં-સબંધીઓ, દોસ્ત બિરાદરો બધાથી જ સબંધો છે. બલકે તેનાથી આગળ વધીને પોતાના મહોલ્લા, વતન-દેશ અને બધા જ નાગરિકો, ત્યાં સુધી કે મુંગા જાનવરો-પ્રાણીઓ સાથે પણ કોઈને કોઈ પ્રકારનો સબંધ લાગેલો જ રહે છે. આ સબંધોને લઈ તેના ઉપર અમુક ફર્ઝો લાદવામાં આવ્યા છે.

માનવજગતની બધી ખુશી અને ખુશહાલી તથા અમન-શાંતિ આ અખ્લાકના જ પ્રતાપે છે. સરકારો, સમજાસેવકો તથા સેવાભાવી સંસ્થાઓ વગેરે તેને આગળ ધપાવવાની કોશિશો કરે છે. ધર્મનું પણ તેમાં મહત્ત્વનું યોગદાન છે અને તેથી જ સર્વશ્રેષ્ઠ ધર્મ-મઝહબ તે જ છે, જેમાં અખ્લાકનું સ્થાન મહત્ત્વનું હોય. ચોક્કસ વાત છે કે, ઈસ્લામ જે અલ્લાહ પાક તરફથી અંતિમ દીન અને સંપૂર્ણ જીવન વ્યવસ્થાના રૂપે ઉતારવામાં આવ્યો છે, અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) માનવજાત માટે વિશ્વ રહમત બનાવી મોકલવામાં આવ્યા છે. તે ધર્મમાં અખ્લાકને કેમ ભૂલી શકાય ? બલકે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ પોતે પોતાની જવાબદારી નક્કી કરતાં ફરમાવ્યું: હું સારા અખ્લાક-સંસ્કારને સંપૂર્ણ રીતે પૂરા કરવા માટે મોકલવામાં આવ્યો છું.

ઈસ્લામની એક ખુસૂસિયત એ છે કે, તેણે હક્કોનો દરજ્જો અને ક્રમ રાખ્યા છે. જેથી ક્રમ પ્રમાણે દરેક વ્યક્તિના હક્કો અદા કરવામાં સહૂલત રહે. તથા બે-ત્રણ વ્યક્તિઓના હક્ક એક સાથે અદા કરવાના સંજોગોમાં જે અત્યંત જરૂરી છે. તેને પ્રાથમિક્તા આપવામાં આવે. જેમકે મા-બાપ અને બીજા સગાવહાલામાં મા-બાપને પ્રાથમિક્તા આપવામાં આવે. મા-બાપના દરમિયાન મા' ને પ્રાથમિક્તા આપવામાં આવે. જેથી દરેકનો તેના દરજા પ્રમાણે ખ્યાલ રહે.

કુર્આન શરીફમાં ક્રમ પ્રમાણે ફરમાવ્યું : અને તમે અલ્લાહ તઆલાની બંદગી કરો અને (કોઈ પણ બાબતમાં) કોઈને તેનો શરીક ન ઠરવો અને માતા-પિતા સાથે સદ્‌વર્તન રાખો, તેમજ સગાંઓ સાથે અને યતીમો તથા ગરીબો સાથે અને સગાઈવાળા પાડોશી તેમજ અન્ય પાડોશી સાથે અને સહવાસી મિત્રો તથા મુસાફિર સાથે અને જેના તમે માલિક છો તેની સાથે પણ (સદ્‌વર્તન રાખો.) (સૂરએ નિસાઅ-૩૬)

એક આયતમાં ફરમાવ્યું : અને અમે માણસને તેના મા-બાપ સબંધી તાકીદ કરી દીધી, (કારણ કે) તેની માએ તેને થાક પર થાક વેઠી ગર્ભમાં રાખ્યો અને તેનું ધાવણ છોડાવવું બે વર્ષમાં છે. (તેથી તમારે જોઈએ) કે તમે મારો તેમજ તમારા મા-બાપનો હક માનો. આખરે (તમારે) મારી જ તરફ પાછા આવવાનું છે અને જો તેઓ બન્ને આ વાત પર હઠ કરે કે તમે એવી વસ્તુને મારી શરીક ઠેરવો જેના વિશે તમને કંઈ જ્ઞાન નથી તો તમે તેઓનું કહેવું માનશો નહિ, પણ દુનિયામાં તેઓની સાથે સદ્‌વર્તન રાખજો અને પોતે (દીનના બારામાં) તે માણસની રાહ પર ચાલજો, જે મારા તરફ રજૂ થયો હોય. ફરી મારી જ પાસે તમારા સૌને પાછા આવવાનું છે. તો પછી જે કંઈ તમે કર્યા કરતા હતા તે હું તમને બતાવી આપીશ. (સૂરએ લુકમાન-૧૪/૧૫)

અને અમે મનુષ્યને તેના માતા-પિતા સાથે સદ્‌વર્તન રાખવાનો હુકમ કર્યો, (કારણકે) તેની માએ તેને દુઃખ વેઠી ગર્ભાશયમાં રાખ્યો અને તેને મહા મુસીબતે જણ્યો અને તેનું પેટમાં રહેવું તથા ધાવણ છોડવું (ખાસ કરીને) ત્રીસ મહિનામાં (થાય) છે, (પછી તે ઉછરતો જાય છે) એટલે સુધી કે જ્યારે તે પોતાની યુવાવસ્થાએ પહોંચે છે અને (તે પછી) ચાલીસ વર્ષની વયે પહોંચે છે ત્યારે કહે છેઃ હે મારા પરવરદિગાર ! મને તવફીક આપ કે હું તારા તે ઉપકારોનો પાડ માનું, જે તેં મારા ઉપર તથા મારા માતા-પિતા પર કર્યા છે અને એ (પણ તવફીક આપ) કે નેક કામ કરતો રહું, જેથી તું રાજી થાય, અને મારી અવલાદને મારા (લાભ) માટે નેક બનાવી દે. બેશક, હું તારા તરફ રજૂ થાઉં છું, અને ખરેખર હું ફરમાંબરદાર છું. (સૂરએ અહકાફ-૧૫/૧૬, બની ઈસ્રાઈલ : રૂકૂઅ-૩)

મા-બાપ માટે દુઆનો પણ હુકમ કર્યો ''હે પરવરદિગાર ! તું મને તથા મારા માતા-પિતાને તેમજ જે કોઈ ઈમાન લાવી મારા ઘર (મસ્જિદમાં) આવે તેને તથા સર્વે ઈમાનવાળા પુરુષો અને સ્ત્રીઓને માફ કરી દે અને એ જુલ્મીઓ માટે તો માત્ર બરબાદી જ વધારી આપ.'' (સૂરએ નૂહ-૨૮)

હદીષ શરીફમાં તેમના હક્કોનું ખાસ ધ્યાન રાખવાનો હુકમ કર્યો છે. મા'ના પગ નીચે જન્નતની ખુશખબરી સંભળાવી છે. (મુસ્નદે અહમદ) ઘડપણમાં તેમનો ખ્યાલ રાખવો અત્યંત જરૂરી ઠેરવ્યો. અમુક સંજોગોમાં તેમની રજા વગર જિહાદની પણ પરવાનગી નથી. તેમની સેવા કરવા ઉપર જન્નતની ખુશખબરી સંભળાવી અને ખ્યાલ ન રાખવા ઉપર હઝરત જિબ્રઈલ (અલયહિસ્સલામ) ની બદ્દુઆ ઉપર આમીન ફરમાવી.

આપણા સમાજમાં પણ અન્ય સમાજોની દેખાદેખી મા-બાપનું મહત્ત્વ ઓછું થઈ રહ્યું છે. ખાસ કરીને માના હક્કો પ્રત્યે ઉદાસીનતા દાખવવામાં આવે છે. આ વિષયે વિગતવાર માહિતી દર્શાવતી કિતાબ ''માંકી અઝમત'' હઝરત મૌલાના જમીલ અહમદ બાલાકોટી સા. (દા.બ.) ની ઉર્દૂ ભાષામાં ઘણી મકબૂલ છે; પરંતુ ગુજરાતી મુસ્લિમો તેના ફેઝથી વંચિત હતા. ઘણા જ મુબારકબાદીના પાત્ર છે, મોહતરમ મુફતી મુહમ્મદ સઈદ ઈબ્ને હઝરત મૌલાના મૂસા આછોદી સાહબ જેમણે ઉપરોક્ત કિતાબનું ગુજરાતીમાં રૂપાંતર કરી સામાન્ય મુસ્લિમોને તેનાથી લાભવંત કર્યા.

અનુવાદની સાથે ઉર્દૂ કિતાબના હવાલાની ચોખવટ માટે અહાદીષની અસલ કિતાબોનું પોતે વાંચન કરી પેજ તથા હદીષ નંબરો લખ્યા છે. જે આપની સંશોધનવૃત્તિ અને ચોકસાઈ તરફ ધ્યાન કેન્દ્રિત કરે છે. સાથે હવાલા વગરની હદીષોના હવાલા તથા રાવીઓના નામો દર્શાવ્યા છે. સ્પષ્ટીકરણ, કિસ્સાઓના હવાલો તથા બોધદાયક કિસ્સાઓના વધારા વગેરેના સંપાદનથી અસલ કિતાબની કદ્રો-કિંમતમાં ઔર વધારો કર્યો છે.

આપની બીજી પણ કિતાબો તથા અનુવાદો છપાયને ઉમ્મતની સેવામાં પહોંચ્યા છે અને તેમાં પણ ફક્ત અનુવાદ નહીં, બલ્કે સંપાદન તથા સંશોધન કરી આપે સારામાં સારી જાણકારી ઉમ્મત સુધી પહોંચાડવાની યથાશક્તિ કોશિશ કરી છે. અલ્લાહ પાક આપના ઈખ્લાસ, ધગશ અને ઉત્સાહને વધુ વેગવંત બનાવી આપની કલમને ઉમ્મત માટે વધુમાં વધુ ફાયદાકારક બનાવી આપના વાલિદૈન, ઉસ્તાદો અને બુઝુર્ગોની આંખોની ઠંડક બનાવે. ઈલ્મો અમલમાં બરકત અતા ફરમાવે. આમીન બિજાહિ સય્યિદિલ મુરસલીન (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

-મુહતાજે દુઆ ઈકબાલ ટંકારવી (ગુફિર લહૂ) ખાદિમઃ દારુલ ઉલૂમ, માટલીવાલા

# અભિપ્રાય

હઝરત મવલાના રશીદ ઇબ્રાહીમ સા. નદવી ખાનપૂરી (દા.બ.)
ઉસ્તાદે હદીસ અને ફિકહ : જામિઅહ ઉલૂમુલ, જંબુસર

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે, કે જયારે હઝરત અલી, જાફર અને અકીલ (રદિ.)નાં વાલિદહ હઝ. ફાતિમહ બિન્તે અસદ ઇબ્ને હાશિમ વફાત પામ્યા અને આપ (ﷺ)ને ખબર આપવામાં આવી તો આપ (ﷺ)એ હાજર સહાબા (રદિ.)ને કહયું : ચાલો ! મારી સાથે મારાં વાલિહદ પાસે, આપ (ﷺ) ઘરમાં દાખલ થયા અને તેમના માથા પાસે બેસીને બોલ્યા : હે મા ! અલ્લાહ તમારા ઉપર રહમ ફરમાવે, તમો મારાં મા (આમિનહ) પછી મા (સમાન) હતાં, તમો ભુખ્યા રહેતાં હતાં અને મને ખવડાવતાં હતાં, તમો ઓછા કપડે ચલાવી લેતાં હતાં અને મને પહેડાવતાં હતાં, તમો સારું ખાણું ન ખાઇને મને ખવડાવતાં હતાં. આ બધું તમો ફકત અને ફકત અલ્લાહ તઆલાને રાજી રાખવા આખિરતની કામિયાબી માટે કરતાં હતાં. પછી આપ (ﷺ)એ ત્રણ વાર પાણી વહાવી ગુસલ આપવાનો હુકમ આપ્યો. જયારે તે પાણીનો વારો આવ્યો જે કાફૂર વાળું હતું તો આપ (ﷺ)એ પોતાના મુબારક હાથે તે પાણી તેમના ઉપર વહાવ્યું. ત્યાર બાદ આપ (ﷺ)એ પોતાનો કુર્તો ઉતાર્યો અને સૌથી પહેલાં તેમના બદન ઉપર પહેરાવ્યો અને તેના ઉપર કફનની ચાદરો પહેરાવી પછી આપ (ﷺ)હઝરત ઉસામહ બિન ઝૈદ, અબૂ ઐયૂબ અન્સારી, ઉમર બિન ખત્તાબ અને બિલાલ (રદિ.)ને બોલાવી કબ્ર ખોદવા જણાવ્યું. જયારે તેઓ લહદ સુધી પહોંચ્યા તો આપ (ﷺ)પોતે કબરમાં ઉતર્યા અને તે ખાડો જેમાં મય્યિતને મૂકવામાં આવે છે તેને પોતાના મુબારક હાથે ખોદયો અને તેની માટી પણ પોતાના હાથે કાઢી. માટી કાઢી ચૂકયા પછી આપ (ﷺ)પોતે તે ખાડામાં દાખલ થઇ તેમાં સૂઇ ગયા અને એક રિવાયતમાં છે કે આપ (ﷺ)અને ખાડાની

માટી સાથે પોતાના બદનને લોટપોટ કરીને બહાર નીકળ્યા અને દુઆ માંગીઃ બધા જ વખાણોના પાત્ર તે જ અલ્લાહ તઆલા છે, જે જિંદગી અને મોત આપે છે. જે જીવંત છે, કદી નાશ પામવાનો નથી. મારાં મા ફાતિમહ બિન્તે અસદની મગ્ફિરત ફરમાવો, તેમને કબરના સવાલોના જવાબોની તલ્કીન કરો, તેમની કબરને વિશાળ બનાવી દો, તમો રહમત કરનારાઓમાં સૌથી વધુ રહમત કરવાવાળા છો. પછી આપ (ﷺ)એ ચાર વાર તકબીર કહી અને તેમને પોતે કબરમાં દાખલ કર્યા. સહાબા (રદિ.)બયાન કરે છે : જનાઝો લઇને જયારે ઘરેથી નીકળ્યા તો આપ (ﷺ) કદિક તો જનાઝો ઉઠાવતા, કદિક આગળ ચાલતા, કદિક પાછળ ચાલતા. કબ્રસ્તાન પહોંચતા સુધી આ હાલત રહી. સહાબએ કિરામ (રદિ.)એ પૂછયું : આપે પોતાનો કુર્તો કેમ પહેરાવ્યો ? અને કબરમાં પોતાના હાથે ખોદી એમાં સૂઇ ગયા ? તો આપ (ﷺ)એ જવાબ આપ્યોઃ મેં આવું એટલા માટે કર્યું કે, મારા કુર્તાની બરકતથી તેઓ હંમેશાના માટે નજાત પામી જાય અને મારા કબરમાં સુવાથી તેમના માટે કબર વિશાળ થઇ જાય. (અત્તઝકિરહ ફી અહવાલિલ્ મવ્તા વ ઉમૂરિલ્ આખિરહ, શમસુદ્દીન મુહમ્મદ અહમદ કુરતુબી (રહ.) : ૧૧૧, ૧૧૨)

ઉપરોકત રિવાયત ઉપર વિચાર કરો ! હઝરત ફાતિમહ (રદિ.) આપના સગાંમાં નથી. આપના કાકા હઝરત અબૂ તાલિબની ઓરત, આપના પાલક મા છે, દફનનો આટલો બધો એહતિમામ ? એમની આખિરતની કામિયાબી માટે આટલી દુઆઓ ? કબરની રાહતો માટે અજીબો-ગરીબ તરકીબો ? મા સમાન ઓરતની ખિદમતોનો બદલો ચૂકવવાની ફીકરમાં મય્યિતની અંતિમ ખિદમતનો કોઇપણ મોકો જતો ન કરવાની તાકીદ ! અને વળી બન્ને જહાનના સરદાર હઝરત મુહમ્મદ (ﷺ)નું પોતાના મુબારક હાથે કબર ખોદી તેમાં સૂઇ જવું. માના મરતબાને કેટલો બધો વધારી દે છે ? શું સંપૂર્ણ ધર્મ લાવનાર મહાન પયગમ્બર (ﷺ)નો માનો મરતબો નકકી કરતો આવો અમલી નમૂનો અન્ય કોઇ રજૂ કરી શકે ખરો ? આખરી નબી (ﷺ)નો

વર્તાવ જયાં મુસલમાનોને મા-બાપના હકો પ્રત્યે સંપૂર્ણપણે સજાગ-સભાન રહેવાની તાકીદ કરે છે, ત્યાં મધર ડે, ફાધર ડે મનાવી મા-બાપના પવિત્ર રિશ્તા સાથે ઠગાઇ કરતી સંસ્કૃતિઓ માટે પણ ચેલેન્જ છે.

ખરેખર, ઈસ્લામે જ મા-બાપ પ્રત્યે એવા આદેશો આપ્યા છે, જેને લઇ એક મુસલમાન, વૃદ્ધ મા-બાપ સાથે જીંદગીના અંતિમ શ્વાસ સુધી ફરમાંબરદારી સહિત જોડાઇ રહેવાને પોતાની સઆદત સમજે છે અને જેમ બાળપણમાં એમણે મને તરછોડયો નથી તેમ ઘડપણમાં મારા માટે એમને તરછોડવાની જોગવાઇ નથી જ, એવો જ ધર્મોપદેશ બજાવી ઈલાહી હુકમ મુજબ એમના માટે ખિદમતની સાથે-સાથે દુઆઓ પણ ગુઝારે છે કે, હે મારા પરવરદિગાર ! તમો એમના (મારાં મા-બાપ) ઉપર રહમ ફરમાવો, જેમકે એમણે મારી બાળપણમાં પરવરિશ કરી હતી.

ઈસ્લામ ધર્મના મા પ્રત્યેના આવા સર્વગ્રાહી અભીગમની વિસ્તૃત છણાવટ કરતી પુસ્તિકા ગુજરાતી સમાજ સામે મૂકવા બદલ મવલાના મુહમ્મદ સઈદ સાહેબ મુબારકબાદીના હકદાર ગણાય. જરૂરત છે આવી કિતાબોને ઘરે-ઘરે પહોંચાડી પ્રાશ્વાત્ય સંસ્કૃતિએ બગાડી નાંખેલ બાળમાનસને વોશો કરવાની. અલ્લાહ પાક એમની ખિદમતોને કબૂલ ફરમાવી બંને જહાનમાં બહેતરીન બદલો આપે અને આવી વણથંભી દીની કોશિશો માટે આફિયત સહિત કબૂલ ફરમાવે, આમીન...

*રશીદ ઈબ્રાહીમ નદવી ખાનપૂરી*
*જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર*
*૭, જમા. આખર ૧૪૩૧ હિજરી.*
*૨૩, એપ્રિલ ૨૦૧૦ ઈસવી.*

# તા'ઝિયતનામું

*હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ સા. વાડીવાલા (રહ.)*
*ભૂતપૂર્વ શૈખુલ હદીસ : જામિઅહ હુસૈનિયહ, રાંદેર*
*લેખક : રવઝતુલ ફતાવા*

*નોંધ :* મરહૂમહ દાદીના ઈન્તિકાલે પુરમલાલના અવસર પર હઝરત વાલિદે બુઝુર્ગવારે હઝરત મુફતી ઈસ્માઈલ સા. વાડીવાલા (રહ.)ને પત્ર દ્વારા જાણ કરી હતી તો હઝરત (રહ.)એ ઉર્દૂમાં તા'ઝિયતનામું અર્પણ કર્યું હતું, તેને ગુજરાતીમાં રૂપાંતરિત કરી આપની સેવામાં મૂકું છું. ઉમ્મીદ છે કે ફાયદાકારક, અસરકારક ઘટે. ૭(મુહમ્મદ સઈદ)

*અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ બરકાતુહૂ*

મુકર્રમ વ મુહતરમ જનાબ મવલાના મૂસા સાહબ આછોદી (ઝાદત્ મઆલીકુમ)

મુહતમિમ : બરચોંકા ઘર, આમોદ.

સલામ મસ્નૂન બાદ ઉમ્મીદ છે કે મિજાજ બ-ખૈર હશે. અન્ય જનાબના પત્ર દ્વારા વાલિદહ મુહતરમાના ઈન્તિકાલે પુરમલાલની ખબર થઇ, ઇન્ના લિલ્લાહિ વ ઇન્ના ઇલયહિ રાજિઊન. મહેરબાન વાલિદહની જુદાઇ, કે જેમનાં મોંની અંદરની લાળ વાલિદના સાફ અને નિર્ભેળ મધથી બહેતર છે. જેમની ગોદ, સાય-એ-આતિફત (કૃપા અને દયા), જેમની એક નજરે રહમત દીનો-દુન્યાની કામિયાબીનું પ્રમાણપત્ર, જન્નત પ્રાપ્તિનું માધ્યમ, અલ જન્નતુ તહ્ત અકદામિલ ઉમ્મહાત (સાચી જન્નત માતાનાં ચરણોમાં છે.)નો પુરાવો છે. એક શબ્દ ''બેટા'' કહેવા પર જવાન બેટા માટે બચપણની માસૂમ જિંદગી સામે આવી જવી, જે દુઆઓ અને રહમતોનો દરવાજો અને જેમના પર દરેક નજરે મુહબ્બત દરેક બેટા માટે મકબૂલ હજની ખુશખબરી અને પછી ખુશ અને નેક અખ્લાક, સવ્મો-સલાતનાં પાબંદ, નેક, સાલિહા, જેમની છાતીથી વૃદ્ધિ અને વિકાસ પામનાર

અને જેમના મુહબ્બત ભર્યા ખોળામાં તરબિયત પામનાર, બુદ્ધિશાળી માસૂમ બાળક સમયની અતિમાનનીય સંસ્થાના મુહતમિમ અને જિમ્મેદાર અને જે હવે, બીજા બચ્ચાંઓના બાંયધરી અને વૃદ્ધિ-વિકાસ કરનાર, મુખલિસો-મહબૂબ આલિમ, હાફિઝ..... અલ્લાહુમ્મ ઝિદ્ ફ-ઝિદ્ !

મુહતરમી ! તે જનાર ખુશનસીબ છે જે પોતાની પાછળ સપૂત છોડી જાય, જે ''ઇઝા માત માત ઇબ્નુ આદમ- અવ વલદુન સાલિહ'' નો પુરાવો અને જેનો પ્રત્યેક અમલ વાલિદૈન માટે અજરો-સવાબનું નિમિત્ત, કોઇપણ ભોગે જનાર ખુશનશીબ..... અને આ જુદાઇ કામચલાઉ અને આકસ્મિક છે, આવતી કાલે જે મુલાકાત થશે. મહશરમાં અને જન્નતમાં તો હંમેશા સાથે જ રહેવાનું (વલ્ તન્ઝુર નફસુંમ્ મા કદ્દમત્ લિ-ગદ. ઇન્ન લિલ્લાહિ મા અખઝ વ લહૂ મા અઅ્તા વ કુલ્લુન્ ઇન્દહૂ બિ-અજલિંમ્ મુસમ્મા)

ખુદાવંદે કરીમ મરહૂમાની મગ્ફિરત ફરમાવી જન્નતુલ ફિરદવ્સમાં બુલંદ દરજજાઓ નસીબ ફરમાવે, આમીન યા રબ્બલ આલમીન !

*વસ્સલામ*

*નાચીઝ ઇસ્માઈલ (ગુફિર લહૂ)*

*૮, એપ્રિલ ૨૦૦૨ ઈસવી*



# કંઈક સંપાદક વિશે ...

હઝરત મવલાના અબ્દુલ હન્નાન બાલાકોટી
(એમ.એ. અરબી, ઈસ્લામિય્યાત-ઉર્દૂ)

સગાઇમાં મારા દાદાજાન હઝરત મવ. અબ્દુલ લતીફ બાલકોટી શાહી જામિઅ મસ્જિદ સરાએ આલમગીરમાં એકત્રીસ વર્ષ સુધી ખામોશ ખિદમત આપી દારુલ બકાના વટેમાર્ગુ થયા તો મસ્જિદના નમાઝીઓ માટે તેમની જુદાઇ એક મહાન ઘટનાથી ઓછી ન હતી. તેમની હેસિયત મસ્જિદના એક ઇમામ મુકર્રિરની ન હતી, બલકે પ્રદેશના સંરક્ષક અને રૂહાની ધર્મગુરુનો દરજજો ધરાવતા હતા. તેમની વફાતનું દુઃખ દરેકનું દુઃખ હતું, દરેક આ સંવેદનાથી પરિપૂર્ણ હતો કે તેમનું ઘર યા પરિવાર એક સંરક્ષકથી વંચિત થઇ ગયું અને મર્હૂમ મગફૂર એક પૂર્ણ ન થનારી જગા છોડી ગયા; પરંતુ કોઇપણ ભોગે ઉમ્મીદનું એક કિરણ મોજૂદ હતું. હઝરત મવ.અ.લતીફ બાલાકોટી પોતાની જિંદગીમાં પોતાના લાયક ફરઝંદ મવ.જમીલ અહમદને તેમના મુસલ્લા પર ઊભા કરતા હતા. પોતાની હાજરીમાં તેઓથી ખુત્બહ અપાવતા, ત્યાર પછી મિત્ર મંડળે ફરઝંદ મવ.જમીલ અહમદને હઝરત મવ. મરહૂમના નાયબ નિમણૂક કર્યા અને મવસૂફે નાયબ હોવાની સાબિતી આપતાં પોતાના બુઝુર્ગ બાપના લગાવેલા બગીચાની સિંચાઇના પોતાની તમામ જવાબદારીઓ નિભાવી અને લાયકાતનો બહેતરીન ઉપયોગ કર્યો. મસ્જિદ-મદ્રસહના સંચાલનની સાથે તાલીમી જવાબદારીઓ પણ સારી રીતે નિભાવી રહયા છે. પઢવા-પઢાવવા ઉપરાંત લેખન-સંપાદનનો શોખ પણ ધરાવે છે. સવાનિહે હયાત મવ. બાલાકોટી, અહકામે સફર, માંકી અઝમત સિવાય વિવિધ પત્રિકાઓ તેમની લેખન પ્રવૃત્તિનું ફળ છે.

૧૯૬૬માં બાલાકોટની નજીક ગામમાં જન્મ થયો, પાંચ વર્ષની ઉંમરમાં વાલિદે ગિરામી પોતાની સાથે સરાએ આલમગીર લઇ આવ્યા અને પોતાની દેખરેખમાં તાલીમી શ્રેણી શરૂ કરી. બાર વર્ષની ઉંમરમાં કુર્આને મજીદ હિફઝ કરાવ્યું. અરબી-ફારસીની પ્રારંભિક કિતાબો વાલિદે મુહતરમે ખુદ પઢાવી. પછી પોતાના શિષ્ય હઝરત મવ. મુહમ્મદ આલમ સાહેબ (મદ્દ ઝિલ્લુહૂ)ના મદ્રસહ જામિઅહ ફારૂકિય્યહ શૈખુપુરામાં મોકલી દીધા. છ વર્ષ સુધી દર્સે નિઝામી (અધ્યયનની પ્રણાલિકા) ના નિર્ધારિત અભ્યાસક્રમ મુજબ ઉલૂમ-વિદ્યાઓની કિતાબો પઢી, પછી જામિઅહ અશરફિય્યહ લાહોરમાં હઝરત મવ. શૈખ મુહમ્મદ

મૂસા (રહમતુલ્લાહિ અલયહિ) થી તફસીરે બયઝાવી અને હઝરત મવ.મહમૂદ અશરફથી હદીસનો દર્સ લીધો અને બીજા ઉલૂમોની સમાપ્તિ કરી. હદીસ શરીફના છેલ્લા વર્ષમાં શૈખુલ હદીસ હઝરત મવ. મુહમ્મદ માલિક (રહ.) અને હઝરત મવ. ઉબૈદુલ્લાહ (મ.ઝિ.)થી બુખારી શરીફ, હઝરત મવ. શૈખ મૂસા સાહેબ (રહ.)થી તિરમિઝી શરીફ, હઝરત મવ.સૂફી મુહમ્મદ સરવર સાહેબ (મ.ઝિ.) થી અબૂ દાવૂદ શરીફ અને બીજા બુઝુર્ગ ઉસ્તાદોથી દવરએ હદીસની બીજી કિતાબો પઢી. મવ. અન્ઝર શાહ સાહેબ (ભૂતપૂર્વ ઉસ્તાઝે હદીસ, દારુલ ઉલૂમ દેવબંદ) રહમતુલ્લાહિ અલયહિથી બરકત માટે હદીસનો એક સબક પઢયો.

૧૯૮૯ ઈસવીમાં ફરાગત બાદ વાલિદ સાહેબે પોતાની હાજરીમાં શાહી જામિઅ મસ્જિદ અને મદ્રસહની જવાબદારીઓ સોંપી. ૧૯૯૩થી તેમની કૂચ થઇ અને આજ સુધી શાહી મસ્જિદમાં બયાન અને જામિઅહ હનફિય્યહની બંદોબસ્તની ફરજ ઘણી સરસ રીતે બજાવી રહયા છે.

*(મવલાના) અબ્દુલ હન્નાન બાલાકોટી*
*(એમ. એ. અરબી, ઈસ્લામિય્યાત, ઉર્દૂ)*
*(નાઝિમે તાલીમાત : જામિઅહ હનફિય્યહ તઅલીમુલ કુર્આન, સરાએ આલમગીર)*





# આમુખ

## હઝરત મવલાના જમીલ અહમદ બાલાકોટી (દા.બ.)

## ભૂતપૂર્વ મુહતમિમઃ જામિઅહ હનફિય્યહ - સરાએ આલમગીર

"માંકી અઝમત"નું છઠ્ઠું એડિશન આપના હાથોમાં છે. કલમ પોતાની સફરની છઠ્ઠી મંઝિલ પાર કરી રહી છે. આ વાત નવાઇના લાયક પણ છે અને શુક્રિયહના પાત્ર પણ છે કે કયાં મુજ જેવો કમજોર, અશકત અને અયોગ્ય ઇન્સાન અને કયાં માલિકની કરમ કૃપા- આ તો કેવળ ખાલિકો - માલિકની અનુકૃપા જ છે, જે ચાહે તો કીડીથી તે કામ લઇ લે, જે શકિતશાળી અંજામ આપી ના શકે.

મેં દસ વર્ષ પૂર્વ મારાં અમ્માજી મર્હૂમાની વફાત પર પોતાના ગમને હલકો કરવા માટે અમુક લીટીઓ માની યાદમાં લખી. તે સમયે મારા વિચારમાં આ વાત ન હતી કે, આ કિતાબ લોકપ્રિયતા અને મકબૂલિયતની આટલી હદ ઓળંગી જશે. મેં વાલિદહની મુહબ્બતમાં અમુક વિખેરાયેલું લખાણ સમેટયું હતું, જેથી જયારે મને માની યાદ આવે તો તે લખાણથી પોતાનું દિલ બહેલાવું; પરંતુ માની મુહબ્બત એવી બેમિસાલ, બેનમૂન અને અનંત ચીજ છે કે મારી આ કિતાબ દરેક વાચનારને પોતાની માની અઝમત (મહત્તા) નજરે પડી. મુહબ્બતે માદર (વાલિદહ)માં આ કિતાબ તેમના દિલની ધડકન બની ગઇ.

માની મહત્તા અને અગત્યતામાં જે ફૂલ અને કળીઓ છે તેની સજાવટ અને બનાવટમાં આ નાચીઝની ભૂમિકા કેવળ ફૂલોને દોરીમાં પરોવનારની સમાન છે, પણ આ ભૂમિકાને નિભાવનાર કોઇ અનુભવી અને વિશેષજ્ઞ હોત તો તેની સુંદરતા અને સજાવટ કંઇક જુદી જ હોત.

દરેક એડિશનમાં આ વાત નજર સમક્ષ હોય છે કે, કદાચ કલમની આ પ્રવૃત્તિમાં કોઇ બે શબ્દો કલમ નીચે આવી બારગાહે ખુદાવંદીમાં કબૂલ અને મંજૂર થઇ જાય. જો એવું થઇ ગયું તો ખરેખર, આ બે શબ્દો મારી બખ્શિશ અને નજાતનો સામાન બની જશે.

કિતાબના કમવારના મદદવીરોના ઇલ્મો- અમલમાં અલ્લાહ તઆલા બરકત અતા ફરમાવે. વાંચક બિરાદરીને વિનંતી છે કે કિતાબમાં અજાણ્યે થનારી કોઇ કમી અને નુકસાન થયું હોય તો મહેરબાની કરીને ખબર કરશો. મને મારી કમ ઇલ્મીનો પૂરેપૂરો એકરાર છે, કારણ કે આપના મશ્વેરાથી આગામી પ્રકાશન વધુ બહેતર અને સર્વગાહી અંદાજમાં રજૂ કરી શકું. હા, એક હાથો હાથ વાંચક મિત્રોને અપીલ આ પણ છે કે, પોતાની ખાસ દુઆઓમાં આ નાકારઃ (અયોગ્ય) ને યાદ રાખશો, કેમકે તેની જિંદગી પણ ફાયદાકરક સાબિત થાય અને કાલે દિને હશ્રમાં ખાલિકો-માલિકની હાજરીમાં તૂટી-ફૂટી નેકી રજૂ કરવાનો કાબેલ થઇ શકે.

મુહતાજે દુઆ

જમીલ અહમદ બાલાકોટી

# માની મહત્તા

કુર્આને કરીમમાં મા-બાપ બન્ને સાથે સદ્વર્તન સંબંધિત અહકામ મોજૂદ છે, પરંતુ માને અહિંયા અગ્રિમતા અપાઇ છે. માની તકલીફોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, જે એક મા પોતાની અવલાદ માટે સહન કરે છે. તકલીફોના વર્ણનનો એક હેતુ આ પણ છે કે, અવલાદના દિલમાં માની મહત્તા અને કદર વધી જાય. જે વ્યકિતત્વ તમારા માટે આટલી બધી તકલીફો અને મુસીબતો ઝીલે છે. ખુદ જ અંદાજો લગાવો કે અખ્લાકી રીતે તે તમારા આદરભાવની કેટલી લાયક છે.

## સૌથી વધુ કદરદાનીના હકદાર મા

તરજુમો : આપનો પરવરદિગાર હુકમ કરી ચૂકયો છે કે તેના સિવાય કોઇની બંદગી કરો નહિ અને (પોતાનાં) મા-બાપની સાથે ભલાઇથી વર્તો, અગર તે બન્નેમાંથી એક યા બન્ને આપની સામે વૃદ્ધાવસ્થાએ પહોંચી જાય તો તેમને "ઉફ" પણ કહેવું નહિ અને તેમને તરછોડો નહિ અને તેમની સાથે બહુ અદબથી વાત કરો અને તેમની આગળ માયાળુપણે નમ્રતાથી ઝૂકીને જ રહો અને એવી દુઆ માંગ્યા કરો કે, હે

પરવરદિગાર ! એ બન્ને પર રહમ કર કે જેવી રીતે કે એમણે મને નાનપણમાં (દયાભાવથી) ઉછેર્યો છે.

(સૂરએ બની ઈસ્રાઈલ : ૨૩,૨૪,૨૫)

## મા-બાપ સાથે સદ્‌વર્તન

તરજુમો : અમે મનુષ્યને તેનાં મા-બાપ સાથે ભલાઇથી વર્તવાની તાકીદ કરી દીધી અને (તે છતાં) જો બન્ને તારા ઉપર આ વાતનું દબાણ કરે કે તું એવી વસ્તુને મારી શરીક (ભાગીદાર) બનાવે, જેની કોઇ દલીલ તારી પાસે નથી તો તું તેમનું કહેવું માનીશ નહિ. (સૂરએ અન્કબૂત : ૮)

મા-બાપ સાથેનું સદ્‌વર્તન દરેક નેક અને સમજદારની સૌથી મોટી સઆદત છે. આ વિષય એટલો મહત્ત્વનો છે કે તેને કુર્આનિ કરીમમાં કઇ જગાઓ પર વારંવાર બયાન કરી તાકીદ કરવામાં આવી છે.

બચ્ચાંઓનું પાલન પોષણ કરવું, દેખરેખ અને તાલીમો- ઉન્નતિ માટે મા-બાપ શું બધું કરતાં નથી. જિંદગીની કોઇ પળ એવી હોતી નથી કે તેઓ પોતાની અવલાદની બહેતરી માટે સોચ-વિચાર અને કામકાજમાં લીન ન રહેતાં હોય. અમુક લોકો અવલાદની મુહબ્બતમાં તેમની ખુશહાલી, સમુદ્ધિ અને આરામ તૈયાર કરવા માટે વતનથી દૂર જઇ અતિશય મહેનત - મજદૂરીથી પણ અચકાતા અને નફરત કરતાં નથી.

બીજાઓ સાથે સારો વર્તાવ એ પણ સારી આદત છે. તેનાથી ઇન્સાનની સીરત- સ્વભાવ અને નીતિ - રીતિ સુધરે છે, પરંતુ ઉમદા આચરણનો બહેતરીન પ્રકાર મા-બાપ સાથે સારો વર્તાવ છે. મા-બાપના સરસ આચરણથી બચ્ચાની જિંદગીમાં હંમેશા પ્રફુલ્લતા હોય છે. આથી વિપરીત એવી બદનસીબ અવલાદ જે મા-બાપનું જરૂરી કામ કરતી નથી યા તેમનાથી કડવી વાણીથી પેશ આવે છે, કદાપિ સુખ-શાંતિની જિંદગીથી મજા માણી શકતી નથી. અલ્લાહ તઆલા આવા કમ અકકલ બચ્ચાંઓને અકકલ આપે.

# સદ્‌વર્તનથી સૌથી લાયક મા

મબલખ હદીસોમાં માવતરના હકકોના ઉલ્લેખ છે; પરંતુ માનો દરજજો બુલંદ હોવાના કારણે વિશિષ્ટ હુકમો મોજૂદ છે, એટલા માટે બુખારી શરીફ, મુસ્લિમ શરીફની રિવાયત છે:

તરજુમો : હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે, એક શખ્સે રસૂલુલ્લાહ (ﷺ)ને પૂછયું : મુજ પર ખિદમત અને સદાચારનો સૌથી વધુ હક કોનો છે ? આપ (ﷺ)એ ઇરશાદ ફરમાવ્યો : તમારાં અમ્માજી, પછી તમારાં અમ્માજી, પછી તમારાં અમ્માજી, પછી તમારાં અબ્બાજી, પછી જે તમારા નજીકના સગાં હોય અને ત્યાર બાદ જે નિકટના રિશ્તેદારો હોય. (બુખારી શરીફ : ૨/૮૮૩, હદીસ નંબર : ૫૭૩૭, મુસ્લિમ શરીફ : ૨/૩૧૨)

વિવરણ : હઝરત મવ. મન્ઝૂર નૌમાની (રહ.) પોતાની જગ વિખ્યાત કિતાબ''મઆરિફુલ હદીસ''માં વિવરણ કરતાં લખે છે : હઝરત અબૂ હુરૈરહ (રદિ.)ની ઉકત રિવાયતમાં સવાલ કરનાર સહાબીના નામનો ઉલ્લેખ નથી, પણ જામિએ તિરમિઝી અને સુનને અબૂ દાવૂદમાં બહ્ઝ બિન હકીમ બિન મુઆવિયહ કુશૈરીથી રિવાયત થયેલ છે કે, મારા દાદા મુઆવિયહ બિન હયદહ કુશૈરી (રદિ.) એ રસૂલુલ્લાહ (ﷺ)ને સવાલ કર્યો હતો, મારે કોની ખિદમત અને કોની સાથે ભલાઇ કરવી જોઇએ ? આપ (ﷺ)એ ફરમાવ્યું : ઉમ્મક (તમારાં અમ્માજી). ફરી પૂછયું : સુમ્મ મન (પછી કોનો હક છે). આપ (ﷺ)એ ફરમાવ્યું : ઉમ્મક (તમારાં અમ્માજી). ફરી પૂછયું : સુમ્મ મન (પછી કોણ હકકદાર છે.) ચોથી વખત પૂછવા પર આપ (ﷺ)એ ફરમાવ્યું : અબાક, સુમ્મલ અકરબ ફલ અકરબ, અર્થાત મા પછી તમારા અબ્બાજીનો હકક છે. ત્યાર પછી ક્રમવાર સગાંઓનો હક છે કે તેમની સાથે ભલાઇ કરવી જોઇએ. (તિરમિઝી શરીફ : ૨/૧૧૪, અબૂ દાવૂદ શરીફ : ૬૯૯, મઆરિફુલ હદીસ : ૬/૪૭,)

આ બન્ને હદીસોનો સ્પષ્ટ મુદ્દો એ છે કે ખિદમત અને સારા વ્યવહારમાં મા નો હક બાપની તુલનામાં અધિક અને પ્રાથમિક છે. કુર્આને મજીદથી પણ માલૂમ થાય છે કે કઈ જગાએ મા-બાપ સાથે સારા વ્યવહારના આગ્રહની સાથે વિશિષ્ટ રીતે માની તે તકલીફો અને કષ્ટોનો સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. જે ગર્ભવસ્થા અને પ્રસૂતિમાં અને પછી દૂધ પિવડાવવા અને ઉછેરમાં ચોકકસપણે માએ ઉઠાવવી પડે છે.

## જન્નત માના પગો તળે

તરજુમો : હઝરત મુઆવિયહ બિન જાહિમહ (રદિ.)થી રિવાયત છે, મારા વાલિદ સાહેબ જાહિમહ (રદિ.) રસૂલુલ્લાહ (ﷺ)ની ખિદમતમાં હાજર થયા અને અરજ કરી : મારો ઈરાદો જિહાદમાં જવાનો છે અને હું આપ (ﷺ)થી આ બાબતે સલાહ માટે હાજર થયો છું. આપ (ﷺ) એ તેઓને પૂછયું : શું તમારાં અમ્માજી છે ? અરજ કરી, હા. આપ (ﷺ) એ ફરમાવ્યું કે, જાવ ! તેમની પાસે અને તેમની ખિદમતમાં રહો તેમના પગોમાં તમારી જન્નત છે.

(મુસ્નદે અહમદ : ૧૨/૨૨૧, નસાઇ શરીફ : ૨/૪૪)

## માની ખિદમત મહાપાપની માફીનું માધ્યમ

તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત છે, એક શખ્સ રસૂલુલ્લાહ (ﷺ)ની ખિદમતમાં હાજર થયા અને અરજ કરી : યા રસૂલલ્લાહ (ﷺ) ! મેં એક ઘણો મોટો ગુનાહ કર્યો છે, શું તૌબહ થઇ શકે છે ? (મને માફી મળી શકે છે ?). આપ (ﷺ)એ પૂછયું : તમારાં અમ્માજી હયાત છે ? અરજ કરી : અમ્માજી નથી. આપ (ﷺ)એ ફરમાવ્યું : શું તમારાં માસી છે ? અરજ કરી: હા ! માસી મોજૂદ છે. આપ (ﷺ)એ ફરમાવ્યું : તેમની ખિદમત અને તેમની સાથે સારું વર્તન કરો. અલ્લાહ તઆલા તેમની બરકતથી તમારી તૌબહ કબૂલ ફરમાવશે અને તમને માફ ફરમાવશે. (તિરમિઝી શરીફ : ૨/૧૨)

સ્પષ્ટીકરણ : તૌબહ શું છે ? ગુનાહ પર સંકુચિત અને શર્મિંદા થઇ અલ્લાહ તઆલાથી માફી માંગવી, કારણ કે અલ્લાહ તઆલાના ક્રોધ અને અઝાબથી બચી જવાય, જેનો તે ગુનાહથી પાત્ર થઇ ચૂકયો હતો. તૌબહની કબૂલિયત એ છેકે અલ્લાહ તઆલા માફ ફરમાવે અને રાજી થઇ જાય. આમ તો બધાં જ નેક કામોમાં આ ખાસિયત છે કે, તે ગુનાહોની ગંદી અસરોને ખતમ કરી અને અલ્લાહ તઆલાની રહમત અને ખુશીને ખેંચે છે, પરંતુ અમુક નેક કામો આ સંબંધમાં અસાધારણ વિશિષ્ટતા ધરાવે છે. ઉકત હદીસથી જણાયું કે મા-બાપની ખિદમત અને આવી રીતે માસી, નાનીની ખિદમત પણ તે જ આ'માલમાંથી છે, જેની બરકતથી અલ્લાહ તઆલા મહાપાપીઓ અને અપરાધીઓની તૌબહ કબૂલ ફરમાવી લે છે અને તેઓથી રાજી થઇ જાય છે. (મઆરિફુલ હદીસ : ૬/૫૩)

# કાફિરહ અને મુશિરકહ મા સાથે સદ્‌વર્તન

તરજુમો : હઝરત અસ્મા બિન્તે અબૂ બક્ર (રદિ યલ્લાહુ તઆલા અન્હુમા) થી રિવાયત છે , મારાં અમ્માજી રસૂલુલ્લાહ (ﷺ) અને મકકાના કુરૈશીઓના (હુદૈબિય્યહ) સમાધાનના જમાનામાં જે પોતાના મુશ્રિક મઝહબ પણ કાયમ હતાં (સફર કરી મદીનામાં) આવ્યા, તો મેં રસૂલુલ્લાહ (ﷺ)ને અરજ કરી : યા રસૂલલ્લાહ (ﷺ)! મારાં અમ્માજી મારી કને આવ્યાં છે અને કંઇક ઇચ્છેછે, શું હું તેમની ખિદમત કરું ? આપ (ﷺ)એ ફરમાવ્યું : તેમની સાથે સદ્‌વર્તન કરો, જે દીકરીએ મા સાથે કરવું જોઇએ.

(બુખારી શરીફ : ૧/૪૫૨, હદીસ નંબર : ૩૦૮૦, ૨૫૪૬, ૫૭૪૫)

સ્પષ્ટીકરણ : હઝરત અસ્મા (રદિ.) હઝરત અબૂબક્ર (રદિ.) નાં દીકરી અને બીજી માથી હઝરત આઇશહ સિદ્દીકહ (રદિ.) ના મોટી બ્હેન હતાં. તેમની માનું નામ કયૂલહ બિન્તે અબ્દુલ અઝીઝ યા અબ્દુલ ઉઝ્ઝા નકલ થયું છે. (હાશિયએ બુખારી : ૧/૪૫૨, ૨/૪૮૪) (જેમને હઝરત અબૂબક્ર (રદિ.) એ ઇસ્લામ પૂર્વે તલાક આપી જુદા કરી દીધાં હતાં. ઇસ્લામી જમાનામાં તેઓ પત્ની રહયાં નથી. પોતાનાં કાફિરહ તરીકા પર કાયમ રહયાં). સુલ્હે હુદૈબિય્યહના જમાનામાં જયારે મુશ્રિકોને મકકા શરીફથી મદીના શરીફ આવવાની અને મદીનાના મુસ્લિમોને મકકા શરીફ જવાની આઝાદી હાસિલ થઇ ગઇ તો હઝરત અસ્મા (રદિ.) એ રસૂલુલ્લાહ (ﷺ)ને પૂછ્યું : મારે તેમના બારામાં શું રવૈયો પસંદ કરવો જોઇએ ? શું તેમના કાફિરહ હોવાના કારણે હું તેમનો સહકાર કરવાનું છોડી આપું યા માના નાતાની શિસ્ત જાળવી તેમની ખિદમત અને સારો વર્તાવ કરું? આપ (ﷺ)એ ફરમાવ્યું : તેમની ખિદમત કરો અને તેમની સાથે તેવો જ વ્યવહાર કરો, જે માનો હક છે.

મા-બાપ ગુનેગાર યા અધર્મી હોય તો તેમને નરમીથી સીધા માર્ગ પર લાવવાની કોશિશ કરે અને મુનાફિક યા કાફિર હોય તો તેમની સાથે મા-બાપ હોવાના નાતે કોમળ વર્તાવ રાખે. હઝરત હન્ઝલહ (રદિ.) ના બાપ અબૂ આમિર કાફિર હતા. આપ (રદિ.) એ નબીએ કરીમ (ﷺ) થી કતલ કરવાની પરવાનગી તલબ કરી. આપ (ﷺ)એ મનાઇ ફરમાવી. હા ! જો મા-બાપ યા કોઇ રિશ્તેદાર અલ્લાહ તઆલા અને રસૂલુલ્લાહ (ﷺ)ના મુકાબલામાં આવી જાય, અર્થાત્ છોકરો મુસલમાનો તરફથી અને બાપ કાફિરો તરફથી જંગના મેદાનમાં સામું આવી જાય તો પછી બાપની શરમ ન રાખવી જોઇએ. હઝરત અબૂ ઉબૈદહ બિન જર્‌રાહ (રદિ.)

એ પોતાના બાપ જર્‌રાહને ઉહુદમાં અને હઝરત અલી (કર્રમ-લ્લાહુવજ્હહૂ), હઝરત હમ્ઝહ (રદિ.) અને હઝરત અબૂ ઉબૈદહ (રદિ.) એ બદ્રના મેદાનમાં પોતાના નિકટનાં સગાંઓ ઉત્બહ, શૈબહ અને વલીદને કતલ કર્યા અને હઝરત અબૂ બક્ર (રદિ.) એ પોતાના પુત્ર અબ્દુર્રહમાન (તેઓએ બાદમાં ઇસ્લામ સ્વીકાર્યો) થી મુકાબલો કરવાની ઇજાઝત હુઝૂર (ﷺ) થી તલબ કરી, પરંતુ આપ (ﷺ) એ તેમને પોતાની પાસે રાખવાના કારણે મંજૂરી ન આપી. (તફસીરે અઝીઝી: ૨/૫૫૭, હાશિયએ જલાલૈનઃ પારહ-૨૮, પેજ-૪૫૪)

## નબીએ કરીમ(ﷺ)નું દૂધ પિવડાવનાર માઓને સન્માન

તરજુમો : હઝરત અબૂ તુફૈલ ગનવી (રદિ.) થી રિવાયત છે, મેં નબીએ કરીમ (ﷺ) ને જિઇર્‌રાના નામી જગામાં ગોશ્ત વહેંચતા જોયા. એક ઔરત આવ્યાં, જેમનાં માટે નબીએ કરીમ (ﷺ) એ પોતાની ચાદર બિછાવી દીધી. તેઓ તેના પર બેસી ગયા અને પછી ચાલ્યા ગયા, લોકોને બતાવવામાં આવ્યું : તેમણે નબીએ કરીમ (ﷺ) ને દૂધ પિવડાવ્યું હતું. (અબૂ દાવૂદ શરીફ : ૭૦૦)

વિવરણ : આ હઝરત હલીમહ સઅ્દિયહ હતાં. જેઓ હુનૈનના દિવસે નબીએ કરીમ (ﷺ) પાસે આવ્યા હતાં અને આપ (ﷺ) તેમના આદર-સત્કાર માં ઊભા થયા હતા. તેમનું સન્માન કર્યું. તેમની સાથે ખુશમિજાજીથી પેશ આવ્યા, એટલા માટે આપ (ﷺ) એ ચાદર બિછાવી, જેમના ઉપર તેઓ બેસી ગયાં, જે લોકોને જાણ ન હતી તેઓ અચરજ પામ્યા કે આ શ્રેષ્ઠતમ ઓરત કોણ છે ? પણ જયારે ઇલ્મ થયું તો જણાયું કે નબીએ કરીમ (ﷺ) એ દૂધ પિવડાવનાર માનું કેટલું સન્માન કર્યું. (મિરકાત :૯/૨૦૪, મવાહિબુલ-લદુન્નિય્યહ, હાશિયએ મિશ્કાત : ૪૨૦)

## મા સાથે સદ્‌વર્તન કરવું

તરજુમો : હઝરત બહ્ઝ બિન હકીમ (રદિ.) પોતાના દાદાથી રિવાયત કરે છે, મેં રસૂલુલ્લાહ (ﷺ) ને અરજ કરી : યા રસૂલલ્લાહ (ﷺ) ! કોની સાથે સદ્‌વર્તન કરું ? આપ (ﷺ) એ ફરમાવ્યું : આપનાં અમ્માજી સાથે. મેં અરજ કરી : (ત્યાર બાદ) કોની સાથે સદ્‌વર્તન કરું ? આપ (ﷺ) એ ફરમાવ્યું : આપનાં અમ્માજી સાથે. મેં અરજ કરી : (ત્યાર પછી) કોની સાથે સદ્‌વર્તન કરું ? આપ (ﷺ) એ ફરમાવ્યું : આપનાં અબ્બાજી સાથે, ત્યાર પછી અતિ નિકટના સગાંઓ સાથે. (તિરમિઝી શરીફ : ૨/૧૧, અબૂ દાવૂદ શરીફ : ૬૯૯)

વિવરણ : ઉકત હદીસમાં શિષ્ટાચાર અને સદ્વર્તનના સૌથી લાયક માને ઠેરવ્યા, કેમ કે તે ગર્ભ અને પ્રસૂતિ અને ઉછેર, બચ્ચાની ખિદમત કરવામાં સૌથી વધુ કષ્ટો વેઠે છે અને કમજોર હોવાથી સદ્વર્તનના સૌથી વધુ હકદાર છે, કેમકે પોતાની હાજતો માટે કમાતા નથી. બાપ બહાર નીકળી કંઇક ને કંઇક કરી શકે છે, એટલા માટે સદ્વર્તનમાં માનો હક બાપ કરતાં અનિવાર્ય ઠેરવવામાં આવ્યો અને મા પછી બાપ સાથે સારો વર્તાવ કરવાનો દરજ્જો છે અને બાપ પછી બાકી નિકટના સગાંઓ સાથે સદ્વર્તન કરવામાં આવે.

આ હદીસથી અમુક ઉલમાએ કિરામ (રહ.)એ સંશોધન કર્યું કે, સદ્વર્તન અને ભલાઇમા માના હકમાં ત્રણ હિસ્સા છે અને બાપનો એક હિસ્સો, એટલા માટે હુઝૂરે અકદસ (ﷺ)એ ત્રણ વખત માને બતાવ્યા અને ચોથી વખતે બાપને બતાવ્યા. ઉલમાએ કિરામ બતાવે છે : અવલાદ માટે મા ત્રણ દુ:ખ વેઠે છે. (૧) ગર્ભનું,(૨) પ્રસૂતિનું, (૩) દૂધ પિવડાવવાનું. ધર્મશાસ્ત્રીઓએ ચોખવટ કરી છે કે, ઉપકાર અને વર્તાવમાં માના હકને બાપ પર પ્રાથમિકતા છે. જો કોઇ માણસ એવો હોય જે પોતાના નાદાર હોવાના કારણે બન્ને સાથે વર્તાવ ન કરી શકતો હોય તો મા સાથેના વર્તાવને અગ્રતા આપે. અલબત્ત, આદર અને અદબમાં બાપના હકને મા પર અગ્રિમતા આપવામાં આવી છે. (ફઝાઇલે સદકાત : ૨૧૧-પાક.)

## મા સાથે સદ્વર્તન

તરજુમો : હઝરત અતા બિન યસાર (રદિ.)થી રિવાયત છે, એક આદમી હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) પાસે આવ્યા અને કહયું : મેં એક ઓરતને નિકાહનો પ્રસ્તાવ મૂકયો હતો. ઓરતે મારી સાથે નિકાહ કરવાનો ઇનકાર કર્યો. (પછી) મારી તુલનામાં (બીજા કોઇએ) તેનાથી નિકાહનો પ્રસ્તાવ મૂકયો તો ઓરતે તેનાથી નિકાહ કરવાનું પસંદ કરી લીધું. મને સંકોચ થયો અને મેં તેની હત્યા કરી. શું (આ ગુનાહ પર) મારા માટે તૌબહ (નો કોઇ રસ્તો) છે. ? અર્થાત્ મારી તૌબહ કબૂલ થઇ શકે છે ? હઝરત અબ્દુલ્લાહ (રદિ.) એ ફરમાવ્યું : શું તમારાં અમ્માજી જીવિત છે ? તેમણે કહયું : નહિ. હઝરત અબ્દુલ્લાહ (રદિ.) એ ફરમાવ્યું : અલ્લાહ તઆલાથી તૌબહ કર અને (નેક આમાલમાં વધારો કર) જેટલો થઇ શકે અને તું તેની નિકટતા પ્રાપ્ત કર. હઝરત અતા બિન યસાર (રદિ.) ફરમાવે છે કે, જયારે મને આ વાતની જાણ થઇ તો હું હઝરત અબ્દુલ્લાહ (રદિ.) પાસે ગયો અને પૂછ્યું : આપે તે આદમીને માની હયાતી વિશે કેમ સવાલ કર્યો ? આપ (રદિ.) એ ફરમાવ્યું : હું વાલિદહ

સાથેના સદ્વર્તનથી (વધીને) કોઇ અમલ (એવો) જાણતો નથી, જે અલ્લાહ તઆલાથી વધુ નિકટ ધરાવતો હોય. અર્થાત, જેના કારણે ઇન્સાનના મહાપાપો મિટાવીદેવાય છે. (બિર્રુલ વાલિદૈન : ૪૭)

વિવરણ : દિલમાં ગુનાહો પર સંકોચ અને પસ્તાવો કરી અલ્લાહ તઆલાની બારગાહમાં માફી માંગવી તેનું નામ તૌબહ છે. તૌબહ થકી ઇન્સાન તે અઝાબથી બચી જાય છે. જેનો તે લાયક થઇ ચૂકયો હતો અને જો અલ્લાહ તઆલા તેને માફ ફરમાવી અને તેનાથી રાજી થઇ જાય તો સમજી લ્યો કે તૌબહ કબૂલ થઇ ગઇ. આ સિવાય નેક કામો પણ ગુનાહોને મિટાવે છે અને અલ્લાહ તઆલાની રહમતના ખેંચાણનું માધ્યમ બને છે, કેમ કે અલ્લાહ તઆલા ફરમાવે છે : ઇન્નલ હસનાતિ યુઝ્હિબ્‌ન્-સ્સય્યિઆતિઃ બેશક, નેકીઓ બુરાઇઓને દૂર કરીદે છે. (સુરએ હૂદ : ૧૧૪)

પણ અમુક નેક અમલોની બરકતથી અલ્લાહ તઆલા મહા પાપીઓની બખ્શિશ ફરમાવી આપે છે અને તેઓથી ખુશ થઇ જાય છે. જેમ કે આ હદીસથી માલૂમ થયું કે, માની ખિદમત પણ આ જ અમલોમાંથી છે, જેનાથી મોટા-મોટા ગુનાહ માફ થાય છે.

## મા સાથે સદ્વર્તન ભલે ને તે જુલમ કરે

તરજુમો : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી રીવાયત છે, નબીએ કરીમ (ﷺ)એ ફરમાવ્યું : જે કોઇ મુસલમાનનાં મા-બાપ બન્ને જીવતાં હોય અને તે બન્ને સાથે પરોઢિયે નેક વર્તાવ કરે છે, તો નેકીની બરકતથી અલ્લાહ તઆલા તેના માટે જન્નતના બે દરવાજા ખોલી નાખે છે અને જો મા-બાપમાંથી કોઇ એક મોજૂદ હોય અને તેની સાથે સદ્વર્તન કરે છે તો અલ્લાહ તઆલા જન્નતનો એક દરવાજો ખોલી નાખે છે અને જો તેમને સાંજે નારાજ કરે છે તો અલ્લાહ તઆલા જહન્નમના બે દરવાજા ખોલી નાખે છે અને જો મા-બાપમાંથી કોઇ એક મોજૂદ હોય અને તેની સાથે દુર્વ્યવહાર કરે છે તો અલ્લાહ તઆલા જહન્નમનો એક દરવાજો ખોલી નાંખે છે, ત્યાં સુધી કે તે મા-બાપને રાજી ન કરી લે. કોઇએ અરજ કરી : જો તેઓ જુલમ કરતા હોય તો પણ ! નબીએ કરીમ (ﷺ)એ ફરમાવ્યું : ભલેને તેઓ જુલમ કરતાં હોય, ભલેને તેઓ જુલમ કરતાં હોય, ભલેને તેઓ જુલમ કરતાં હોય. (અલ-જામિઉ લિશુઅબિલ ઈમાન : ૧૦/૩૦૭, હદીસ નંબર : ૭૫૩૭, મુસન્નફુ અબ્દિર્રઝ્ઝાક : ૧૧/૧૩૫, મુસન્નફુ ઈબ્નિ અબી શય્બહ : ૬/૧૦૦, કન્ઝુલ ઉમ્માલ : ૧૬/૪૭૮, હદીસ નંબર :૪૫૫૩૯)

સ્પષ્ટીકરણ : આ હદીસમાં મા-બાપની ખિદમત અને ફરમાંબરદારીની ફઝીલત અતિ મહત્ત્વ સાથે વર્ણન કરવામાં આવી છે. જો કોઇ મુસલમાનનાં મા-બાપ જીવતાં હોય અને બન્નેની ખિદમત કરતો હોય, તેમની સાથે સારો વ્યવહાર કરતો હોય તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતના બે દરવાજાઓ ખોલી નાખે છે અને જો મા-બાપમાંથી કોઇ એક હયાત હોય અને તે મુસલમાન ખૂબ ખિદમત અને ફરમાંબરદારી કરતો હોય તો આ નેક અમલની બરકતથી અલ્લાહ તઆલા તેના માટે જન્નતનો એક દરવાજો ખોલી આપે છે અને આવી જ રીતે મા-બાપને સતાવવાનો અને તેમની નાફરમાનીનો વબાલ પણ ખૂબ સ્પષ્ટ રીતે આ હદીસમાં બયાન ફરમાવ્યો. જો તમે તમારાં મા-બાપને નારાજ કર્યા તો અલ્લાહ તઆલા પણ તમારાથી નારાજ થઇ જશે અને ત્યાં સુધી રાજી નહિ થાય જયાં સુધી કે તમે તમારાં મા-બાપને રાજી ના કરી લ્યો અને અંતે ફરમાવ્યું : મા-બાપ જુલમ કરે તો તેમની નાફરમાની અને તકલીફથી દોઝખના દરવાજા તો ખુલ્લા જ. આનો અર્થ એ નથી કે મા-બાપને જુલમ કરવાની છૂટ આપી દીધી. મા-બાપ જુલમ કરે તો જુલમનો વબાલ (આપત્તિ) તેમના પર પડશે અને એમની ધરપકડ થશે.

અવલાદને જોઇએ કે મારી ઝિમ્મેદારી શું છે ? જો મા-બાપ પોતાની જવાબદારી નિભાવતા નથી તો તેઓ જાણે... ખરેખર, મનોહર અને સામૂહિક જીવન ગુજારવા માટે આ અમૂલ્ય આદેશ છે અને બહુ કામની શિખામણ છે કે, દરેક માણસ પોતાની ઝિમ્મેદારી નિભાવવાની ફિકર કરે. આ ના જુએ કે બીજાએ મારી સાથે શું વર્તન કર્યું ? જો દરેક વાદી-પક્ષ અને નાનો-મોટો આ આદેશ અને શિખામણ પર અમલ કરતાં થઇ જાય તો ઇન્શા અલ્લાહુ તઆલા બધાનું જીવન આરામથી ગુજરશે, વબિલ્લાહિ ત્તવફીક. (હુકૂકુલ વાલિદૈન :૬૭, લેખક : મવલાના આશિક ઇલાહી સા.)

## છોકરો બાપનો હક અદા કરી શકતો નથી.

તરજુમો : હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (ﷺ)એ ફરમાવ્યું : કોઇ છોકરો બાપનો હક અદા કરી શકતો નથી. હા ! અલબત્ત, આ સૂરતમાં શકય છે કે જો તે પોતાના બાપને ગુલામ પામે અને તેમને ખરીદી આઝાદ કરે. (તિરમિઝી શરીફ : ૨/૧૨)

સ્પષ્ટીકરણ : મા-બાપ અવલાદના અસ્તિત્વનું જાહેરી કારણ છે. જો મા-બાપ અથવા કોઇ એક ગુલામ હોય અને અવલાદ આઝાદ હોય અને તે પોતાના મા-બાપને ખરીદે તો ખરીદતાં જ આઝાદ થઇ જશે. સમજો કે અવલાદે જ તેમને સ્વાધીન કર્યા. અવલાદનો આ ઉપકાર મા-બાપના પાડનો બદલો બની શકે છે.

કેમ કે મા-બાપને બંધનમુકત કરવાથી સ્વતંત્રતા પ્રાપ્ત થઇ અને ગુલામીની ભીડમાંથી નીકળી આઝાદીની સફમાં આવી ગયા. તેમને નવું જીવન અને નવું અસ્તિત્વ મળી ગયું. આ સિવાય મા-બાપના હકની અદાયગીનું બીજું કોઇ રૂપ નથી.

અને જાણવું જોઇએ કે આ રીતે પણ મા-બાપનો કેવળ એક ઉપકારનો બદલો ચૂકવી શકાય છે અને મા-બાપે અવલાદની કેળવણીમાં જે દુઃખો વેઠયાં તેનો પ્રત્યુપકાર કોઇ રીતે થઇ શકતો નથી. તેનો બસ, એક જ રસ્તો છે કે જીવનભર મા-બાપની ખિદમત કરતો રહે અને ફરમાંબરદાર (આજ્ઞાપાલક) રહે અને વફાત પછી તેમના માટે મગ્ફિરતની દુઆ કરે તો તેમની ભલાઇઓ અને ઉપકારોનું કંઇક પ્રત્યુપકાર થઇ શકે છે.

(તુહફતુલ અલમઈ : ૫/૨૫૦)-અનુવાદક

## માના હકને બાપ પર અગ્રિમતા

તરજુમો : હઝરત અબૂ હુરૈરહ (રદિ.) થી રિવાયત છે, એક માણસ નબીએ કરીમ (ﷺ) પાસે આવ્યા અને અરજ કરી : મારા માટે શું હુકમ છે ? (અર્થાત્ હું કયો નેક અમલ કરું ?) આપ (ﷺ)એ ફરમાવ્યું : પોતાની મા સાથે સારો વર્તાવ કર. પછી તેમણે સવાલ કર્યો. મારા માટે શું હુકમ છે ? આપ (ﷺ)એ ફરમાવ્યું : પોતાની મા સાથે સારો વર્તાવ કર. ત્રીજીવાર સવાલ કર્યો તો આપ (ﷺ)એ ફરમાવ્યું : પોતાની મા સાથે સારો વર્તાવ કર, અને ચોથીવારના પ્રશ્ન પર જવાબ આવ્યો : પોતાના બાપ સાથે સારો વર્તાવ કર.

(તિરમિઝી શરીફ : ૨/૧૧, જામિઅુલ ઉસૂલ : ૧/૩૯૭)

વિવરણ : નબીએ કરીમ (ﷺ)એ ત્રણ વખત માતાનું નામ લીધું અને ચોથી વખતે પિતાનું નામ લીધું, એટલા માટે બુઝુર્ગોએ ફરમાવ્યું : જો હદિયો યા તોહફો આપવો હોય તો માને વધારે આપવો જોઇએ. અલ્લાહ તઆલાએ કુદરતી રીતે માની અંદર આ વાત રાખી છે કે માની સાથે અવલાદને સંકોચ હોતો નથી. ઘણી બધી વાતો છોકરો બાપથી ખુલીને કહી શકતો નથી, પરંતુ માતાને કહી શકે છે તો શરીઅતે તેનો પણ લિહાઝ રાખ્યો. એટલા માટે હાફિઝ ઇબ્ને હજર અસ્કલાની (રહ.) એ ફત્હુલ બારીમાં બઝુર્ગોનો બયાન કરેલો આ કાયદો લખ્યો છે કે, અવલાદ બાપનો અદબ વધુ કરે અને માની ખિદમત વધારે કરે. આ કાયદા દ્વારા હદીસોની દરમિયાન સમાનતા અને બરાબરી થઇ જાય છે.

(ઇસ્લાહી ખુત્બાત : ૪/૭૫) -અનુવાદક.

## અદબ અને સદ્‌ભાવના

અદબ અને સદ્‌ભાવનામાં બાપ વધારે હકદાર છે અને ખિદમતમાં માનો દરજ્જો મોટો છે.

## મા-બાપની મગ્ફિરત માટે નેકી

તરજુમો : હઝરત અબૂ ઉસૈદ માલિક બિન રબીઅહ સાઇદી (રદિ.) ફરમાવે છે : અમે નબીએ કરીમ (ﷺ)ની પાસે બેઠેલા હતા. કબીલએ બનૂ સલિમહના એક માણસ ખિદમતમાં હાજર થયા અને અરજ કરી : યા રસૂલલ્લાહ (ﷺ)! શું કોઇ નેકી છે જેને હું મારાં મા-બાપની વફાત પછી તેમનાથી કરી શકું ? આપ (ﷺ) એ ફરમાવ્યું : તેમના માટે દુઆ અને ક્ષમાયાચના કરવી, તેમના વચનોનો આદર અને ઇઝઝત કરવી, સગાંઓ સાથે સદ્‌વર્તન કરવું, અને તેમના દોસ્તોનું સન્માન અને સત્કાર કરવું. (અબૂદાવૂદ શરીફ : ૭૦૦, ઇબ્ને માજહ : ૨૬૦,

અત્તરગીબ વત્તરહીબ : ૩/૩૨૩)

## મા-બાપ માટે દુઆ અને ઈસ્તિગ્ફાર

તરજુમો : હઝરત અનસ (રદિ.) થી રિવાયત છે, રસૂલુલ્લાહ (ﷺ) એ ફરમાવ્યું : એવું પણ થઇ શકે છે કે, કોઇ માણસના મા-બાપ યા બન્નેમાંથી કોઇ એકનો ઇન્તિકાલ થઇ જાય છે અને અવલાદ જિંદગીમાં તેમની નાફરમાન અને તેમની રાજીખુશીથી વંચિત હોય છે; પરંતુ એ અવલાદ તેમના મરણ પછી (સાચા દિલે) તેમના માટે અલ્લાહ તઆલાથી ભલાઇ અને રહમતની દુઆ અને મગ્ફિરત અને બખ્શિશની ગુઝારિશ કરતી રહે છે, (અને આ રીતે પોતાના અપરાધનું નિવારણ કરવા માંગે છે.) તો અલ્લાહ તઆલા તે નાફરમાન અવલાદને ફરમાંબરદાર ઠરાવી દે છે (પછી તે મા-બાપની નાફરમાનીની આપત્તિ અને આફતથી બચી જાય છે. (મિશ્કાત શરીફ : ૪૨૦, હદીષ નંબર : ૪૭૨૩, અલ-જામિઉ લિશુઅબિ ઇમાન : ૧૦/૨૯૮, હદીસ નંબર : ૭૫૨૩,

મઆરિફુલ હદીસ : ૬/૫૭)

## માનો હક અદા નહિ થાય

તરજુમો : હઝરત મુહમ્મદ (ﷺ)ની ખિદમતમાં એક શખ્સે પોતાની પરેશાની બયાન કરી : યા રસૂલલ્લાહ (ﷺ)! હું મારાં અમ્માજીને કોઇ પણ જાતની તકલીફ આપતો નથી તો પણ તેઓ બદજબાનીથી મને તકલીફ પહોંચાડે છે, હું શું કરું ? આપ (ﷺ) એ ફરમાવ્યું : તેમનો હક અદા કરતો રહે. અલ્લાહ તઆલાની મને

કસમ છે, જો તું બદનનો ગોશ્ત પણ કાપી તેમને આપી દે તો પણ માના ચોથાઇ હક પણ અદા કરી શકતો નથી. તું જાણતો નથી ? માના પગો તળે જન્નત છે. આ સાંભળી તે માણસ બોલ્યા : અલ્લાહ તઆલાના સોગંદ ! હવે પછી હું કોઇ ફરિયાદ કરું નહિ. પછી તેઓ પોતાની માની ખિદમતમાં હાજર થયા અને તેમના પગોને ચુંબન કરવા લાગ્યા. હે મા ! અલ્લાહ તઆલાના રસૂલ (ﷺ)એ મને આવું જ કરવાનો હુકમ ફરમાવ્યો છે.

## જન્નતમાં કુર્આને કરીમ પઢવાનો અવાજ

તરજુમો : હઝરત આઇશાહ (રદિ.)થી રિવાયત છે. હુઝૂરે અકરમ (ﷺ)એ ફરમાવ્યું : હું સૂતેલો હતો તો મેં સ્વપ્નમાં જોયું કે હું જન્નતમાં છું. ત્યાં જ મેં કુઆનિ કરીમની તિલાવતનો અવાજ સાંભળ્યો, મેં પૂછ્યું : આ કોણ અલ્લાહ તઆલાનો બંદો છે ? ફરિશ્તાઓએ જવાબ આપ્યો : આ હારિસહ બિન નોમાન (રદિ.) છે. મા-બાપની આજ્ઞાકારી અને ખિદમત આવી જ ચીજ છે. મા-બાપની ખિદમત અને આજ્ઞાકારી આવી જ વસ્તુ છે. રસૂલુલ્લાહ (ﷺ)એ પોતાનું સ્વપ્નું બયાન કર્યા બાદ ફરમાવ્યું : હારિસહ બિન નોમાન પોતાનાં અમ્માજીના ઘણાં ખિદમત ગુજાર અને આજ્ઞાપાલક હતા. (અર્થાત્ આ જ અમલે તેમને આ દરજ્જા સુધી પહોંચાડયા કે, રસૂલુલ્લાહ (ﷺ)એ જન્નતમાં તેમની કિરાઅત સાંભળી (મુસન્નફુ અબ્દિર્રઝ્ઝાક : ૧૧/૧૩૨, મિશ્કાત શરીફ : ૪૧૯, હદીષ નંબર : ૪૭૦૭, મઆરિફુલ હદીસ : ૬/૫૨)

## મા-બાપને ગાળો ભાંડવી મહા પાપ છે.

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર (રદિ.) થી રિવાયત છે, નબીએ કરીમ (ﷺ)એ ફરમાવ્યું : મા-બાપને ગાળો ભાંડવી કબીરહ ગુનાહો (મહાપાપો) માંથી છે. સહાબએ કિરામ (રદિ.) એ અરજ કરી : શું કોઇ માણસ પોતાનાં મા-બાપને પણ ગાળો ભાંડી શકે છે ? આપ (ﷺ)એ ફરમાવ્યું : હા ! એક માણસ બીજાના બાપને ગાળ ભાંડે છે તો બીજો તેના બાપને ગાળ ભાડે છે અને બીજાની માને ગાળ ભાંડે છે તો તે તેની માને ગાળ ભાડે છે. (આવી રીતે માણસ સબબ બની જાય છે અને પોતાનાં મા-બાપને ગાળો અપાવે છે. બસ, આ પણ ખુદ તેનું પોતાનાં મા-બાપને ગાળો ભાંડવા સમાન છે.(તિરમિઝી શરીફ : ૨/૧૨, બુખારી શરીફ : ૨/૮૮૩)

વિવરણ : સહાબએ કિરામ (રદિ.) નો જમાનો ભલાઇનો જમાનો હતો. તે જમાનામાં આની કલ્પના જ થઇ શકતી ન હતી કે કોઇ પોતાનાં મા-બાપને ગાળો આપે, એટલા

માટે સહાબએ કિરામ (રદિ.)એ સવાલ કર્યો; પરંતુ આગામી જમાનામાં આવા બનાવો બનવાના હતા અને ખબર નહિ ! કેવી-કેવી લંપટતા, નિર્લજજતા અસ્તિત્વમાં આવવાની હતી, તેની સહાબાને જાણ ન હતી. એટલે આપ (ﷺ)એ જવાબના વર્તુળને વિશાળ કરતા ફરમાવ્યું : કોઇ કામનું માધ્યમ (સબબ) બનવું તે કામને કરવા સમાન છે. બસ, જે માણસ બીજાનાં મા-બાપને ગાળો આપશે અને પ્રત્યુત્તરમાં તે તેનાં મા-બાપને ગાળો આપશે. સમજો કે તે માણસ સબબના કારણે જાતે પોતાનાં મા-બાપને ગાળો ભાંડી રહયો છે.

ખુલાસો એ કે આ ઇરશાદ એવો છે જેમ કે તિરમિઝી શરીફના જનાઝહના પ્રકરણમાં આપ (ﷺ)નું ફરમાન છે : જે માણસ અલ્લાહ તઆલાથી મળવાનું પસંદ કરે છે, અલ્લાહ તઆલા પણ તેનાથી મળવાનું પસંદ ફરમાવે છે અને જે માણસ અલ્લાહ તઆલાની મુલાકાતને નાપસંદ કરે છે અલ્લાહ તઆલા પણ તેની મુલાકાતને નાપસંદ ફરમાવે છે. હઝરત આઇશાહ (રદિ.)એ અરજ કરી : અલ્લાહ તઆલાથી મુલાકાત મૃત્યુ પછી થશે અને મૃત્યુથી દરેકને નાપસંદગી છે. બસ, જવાબમાં નબીએ કરીમ (ﷺ)એ એક ખાસ હાલતનું વર્ણન કર્યું, જેનાથી વાત ખૂબ જ સ્પષ્ટ થઇ ગઇ.

આવી જ રીતે અહિંયા પણ આ વાત સહાબએ કિરામ માટે અપરિચિત અને અશકય હતી કે કોઇ માણસ પોતાનાં મા-બાપને ગાળો દે અથવા મારપીટ કરે; પરંતુ આગામી આ વાત બનવાની હતી અને હજુ તેની વિચારશકિત મુશ્કેલ હતી, એટલા માટે આપ (ﷺ)એ એક એવી હાલત બયાન ફરમાવી, જેનાથી વાત સ્પષ્ટ થઇ ગઇ અને તે હાલત સબબ બની મા-બાપને ગાળો અપાવવાની છે અને તેનું અસ્તિત્વ આપણાં આ જમાનામાં હતું, એટલે વાત સહાબાની સમજમાં આવી ગઇ, નહિ તો આપ (ﷺ)ની મુરાદ વાસ્તવિકતામાં મા-બાપને ગાળો ભાંડવાની હતી, જેને આજે આપણે પોત-પોતાની આંખોથી જોઇ રહયા છીએ. અવલાદ કેવળ મા-બાપને ગાળો આપતી નથી, બલકે મારતી અને કૂટતી પણ છે. અલ્લાહ તઆલા સૌ મુસલમાનોની હિફાઝત ફરમાવે, આમીન...

(તુહફતુલ અલ્મઈ : ૫/૨૪૪,૨૪૫) અનુવાદક

## માની નાફરમાનીનો અંજામ

તરજુમો : હઝરત અબૂ બકરહ (રદિ.)થી રિવાયત છે. આપ (ﷺ)એ

ફરમાવ્યું : તમામ ગુનાહોમાં અલ્લાહ તઆલા જે ગુનાહને ચાહશે માફ ફરમાવી આપશે, પરંતુ મા-બાપની નાફરમાનીનો જે ગુનાહ છે તેની સજા દુનિયામાં જ આપી દે છે, અર્થાત્ કિયામતના પહેલાં-પહેલાં.
(અત્તરગીબ વત્તરહીબ:૩/૩૩૧ મિશ્કાત શરીફ : ૪૨૧, હદીષ નંબર : ૪૭૨૬)

હઝરત કા'બે અહબાર (રદિ.) ફરમાવે છે : અલ્લાહ તઆલા મા-બાપના નાફરમાનની બરબાદી જલદી ફરમાવે છે, કારણ કે તેને જલદી અઝાબમાં ફસાવી આપે અને મા-બાપને સતાવવાનું ફળ મળી જાય. ખુલાસો એ કે મા-બાપના ના ફરમાનો માટે દુનિયા-આખિરતમાં નુકસાન જ નુકસાન છે. તેમના ઉપર અલ્લાહ તઆલાની ફિટકાર વરસે છે. ન તેમની નમાઝ કબૂલ થાય છે, અને ન કોઇ બીજી ઇબાદત કબૂલ થાય છે. બન્ને દુનિયામાં બદનામી - રુસવાઇ અને કોઇ પણ સંજોગોમાં તેમને દિલની શાંતિ મળતી નથી. ચાહે તેઓ કેટલા ઉદ્યોગપતિ અને હોદ્દેદાર કેમ ન થાય, પરંતુ તેમને દિલનો સંતોષ મળતો નથી. તેમની અવલાદને દુનિયામાં બદનામ અને ખુવાર કરશે. જતે દિવસે કોઇ ને કોઇ બલા, કોઇને કોઇ મુસીબતો - પરેશાનીઓ, કોઇ ને કોઇ બીમારી અને મુકદ્દમો, કોઇ ને કોઇ ઝઘડો અને નુકસાન થતું જ રહેશે. રોજી રોટીમાં તંગી, બે બરકતી રહેશે અને મર્યા પછી તેમના માટે બરબાદી છે અને દોઝખની આગ તેમની પ્રતીક્ષામાં છે. મા-બાપનો ના ફરમાન અલ્લાહ તઆલાના ક્રોધ અને અઝાબને પાત્ર થશે.

## મા-બાપને ગાળો કબરમાં અંગારા હશે

તરજુમો : હઝરત નબીએ કરીમ (ﷺ) એ ફરમાવ્યું : જેણે પોતાનાં મા-બાપને ગાળો ભાંડી હશે તો તેના ઉપર કબરમાં આગના અંગારા તૂટશે, એટલી માત્રામાં જેટલાં પાણીના ટીપાઓ આસમાનથી જમીન પર પડે છે. બીજી રિવાયતમાં છે : જ્યારે મા-બાપનો નાફરમાન કબરમાં દફન કરી દેવાય છે તો કબર તેને એટલી દબાવે છે કે, તે માણસની પાંસળીઓ પરસ્પર ઘૂસી જાય છે. આપ (ﷺ)એ ફરમાવ્યું : મેં મેઅરાજની રાત્રે અમુક લોકોને આગની ભઠ્ઠીમાં લટકેલા જોયા, મેં પૂછ્યું : હે જિબ્રઈલ ! આ કોણ લોકો છે ? હઝરત જિબ્રઈલ (અલ.)એ જવાબ આપ્યો : આ તે લોકો છે જેઓ દુનિયામાં પોતાનાં મા-બાપને ગાળો દેતા હતા. (૧) મુશ્રિક, (૨) વ્યભિચારી, (૩) મા-બાપનો નાફરમાન.

હઝરત બિશ્ર (રહ.) ફરમાવે છે : જે આદમી પોતાની માની કને એટલો હોય કે તેમની વાત સાંભળી શકે તો તેનું આટલું કને હોવું તે માણસથી બહેતર અને અફઝલ છે, જે અલ્લાહ તઆલાના રસ્તામાં તલવાર ચલાવે અને પોતાના મા-બાપની તરફ મુહબ્બતની નજરે જોવું દરેક વસ્તુથી સર્વશ્રેષ્ઠ છે.

## હરામ વાત

તરજુમો : હઝરત મુગીરહ (રદિ.)થી રિવાયત છે, નબીએ કરીમ (ﷺ)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલાએ તમારા ઉપર મા-બાપની નાફરમાની હરામ ઠરાવી છે અને મા-બાપના હકકો ન આપવા અને નકામી માંગણીઓ કરવી પણ હરામ ઠરાવી છે. છોકરીઓને જીવતી દફન કરવી પણ હરામ ઠેરવ્યું છે. અને ટીકા-ટિપ્પણી, બેકાર વાતો, વધુ સવાલ અને માલની બરબાદીને નાપસંદ ફરમાવી છે. (બુખારી શરીફ : ૨/૮૮૪, હદીસ નંબર : ૫૭૪૧, ૧૪૫૫, ૨૩૪૫, ૬૦૮૫, ૬૨૨૪, ૬૩૬૨, ૬૯૯૯, મિશ્કાત શરીફ : ૪૧૯, હદીષ નંબર : ૪૬૯૬,
અત્તરગીબ વત્તરહીબ : ૩/૩૨૫)

## મહા પાપ

તરજુમો : હઝરત અબૂબકરહ (રદિ.) થી રિવાયત છે, રસૂલુલ્લાહ (ﷺ)એ ફરમાવ્યું : શું તમને મહાપાપ ન બતાઉં ? અમે અરજ કરી : અવશ્ય બતાવો, યા રસૂલુલ્લાહ (ﷺ) ! નબીએ કરીમ (ﷺ)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલા સાથે ભાગીદારી અને મા-બાપની નાફરમાની. નબીએ કરીમ (ﷺ) તે સમયે ટેકો લગાવી બેસેલા હતા, હવે આપ (ﷺ) સીધા બેસી ગયા અને ફરમાવ્યું : સચેત થઇ જાવ ! જૂઠી વાત અને જૂઠી સાક્ષી પણ.... નબીએ કરીમ (ﷺ) આ વાત વારંવાર ફરમાવતા રહયા અને અમે (દિલમાં) કહયું : ખુદા કરે ! હઝરત નબીએ કરીમ (ﷺ) ચૂપ થઇ જાય. (બુખારી શરીફ :૨/૮૮૪, હદીષ નંબર : ૫૮૪૨, ૨૫૭૯, ૬૦૩૨, ૬૦૩૩, ૬૪૧૯, ૬૬૦૫, ૬૬૦૬, ૬૬૫૨, ૬૬૫૩,
તિરમિઝી શરીફ : ૨/૧૨, )

# ઉત્તમ વાતો

- ★ દુનિયામાં કોઇ નાતો માથી વધુ પ્યારો નથી.
- ★ માનો ગુસ્સો વખતી હોય છે જે તરત જ ખતમ થઇ જાય છે.
- ★ માનો પ્યાર કોઇને બતાવવાનો યા જોવડાવવાનો હોતો નથી.
- ★ બાળક માટે સૌથી સરસ જગ્યા માની ગોદ છે.
- ★ ''મા'' સચ્ચાઇની આકૃતિ, ગુલાબ જેવી સુગંધ, ચૌદમાં ચાદની ચાંદની અને શાશ્વત, અવિનાશી મુહબ્બત છે.
- ★ ''મા'' મમતાની અણમોલ કહાણી છે.
- ★ ''મા'' ફૂલવાડીનું તે ફૂલ છે જે ચમનની સુંદરતામાં વધારો કરે છે.
- ★ ''મા'' એક અસીમ સંબંધ છે, જેનું કોઇ સારું વળતર નથી.
- ★ ''મા'' વસંતઋતુની ઠંડક છે.
- ★ ''મા'' ની મુહબ્બત શિલાથી વધુ મજબૂત અને ફૂલથી વધુ સુંદર છે.
- ★ ''મા'' ના પગો તળે જન્નત છે.
- ★ ભલમણસાઇ જે કંઇ હતી તે બાપના હિસ્સામાં આવી ગઇ અને આવેગ અનંત પ્યારનો..... ''મા'' માં આવી વસ્યો.
- ★ ''મા'' ની નાફરમાની કબીરહ ગુનાહોમાંથી છે.
- ★ ''મા'' ની નાફરમાની કરનાર જન્નતમાં દાખલ નહિ થાય.
- ★ ''મા'' ની રાજીખુશી દુનિયામાં દોલતનું નિમિત્ત અને આખિરતમાં છુટકારાનું માધ્યમ છે.
- ★ ''મા'' ની અસલ સુંદરતા તેમની મુહબ્બત છે અને મારી મા દુનિયાની ખુબસૂરત ''મા'' છે.
- ★ ''મા'' દુનિયાની પ્રિયતમ વ્યકિતત્વ છે.
- ★ ''મા'' ની ગોદ ઇન્સાનની પ્રથમ શાળા છે.
- ★ ''મા'' વિના ઘર એક કબ્રસ્તાન છે.
- ★ ''મા'' અંધકારમય માર્ગોનું પ્રકાશિત પ્રતીક છે.
- ★ ''મા'' થી વધીને કોઇ મોટો શિક્ષક નથી.
- ★ ''મા'' ની બદદુઆ (શાપ) થી બચો, કેમ કે અલ્લાહ તઆલા અને તેમના દરમિયાન કોઇ પડદો હોતો નથી.
- ★ ''મા'' ને ગાળો ભાંડવી સૌથી મોટું પાપ છે.

- ★ ''મા''નું બીજું નામ જન્નત છે અને ''મા'' વગર આખું જગત અધૂરું છે.
- ★ ''મા'' તે જ છે જે ભીના બિસ્તરા પર સૂઇ જાય છે અને પોતાના લખ્તે જિગર (દીકરા-દીકરી)ને હૂંફાળી રાહત આપે છે.
- ★ ''મા'' પર રબ્બે કરીમની રહમત છે.
- ★ ''મા'' પ્રેમી અને હમદર્દ પણ છે.
- ★ ''મા'' જન્નતના મધુર સ્વરનો હિંડોળો છે.
- ★ ''મા'' જમાનાની મુસીબતોની ઢાલ છે.
- ★ ''મા' મુશ્કેલીના માર્ગ પર મૂસવી લાઠી અને માર્ગદર્શક પણ છે.
- ★ ''મા'' તે વ્યકિતત્વ છે, જેની અગત્યતાનું વર્ણન શબ્દોમાં અશકય છે.
- ★ ''મા'' મમતાની અણમોલ કહાણી છે, જે દરેક દિલ પર કુરબાન છે.
- ★ ''મા'' એક મશાલ (ટોર્ચ) છે, જે રસ્તો દેખાડે છે.
- ★ ''મા'' એક ખુશ્બૂ છે, જેનાથી આખું જગત મહેકે છે.
- ★ ''મા'' તે છાંયડો છે, જેની નીચે શ્વાસ લેવાથી જીવનભરનો થાક ઊતરી જાય છે.
- ★ ''મા'' એક દુઆ છે, જે સદા માથા પર સ્થગિત રહે છે.
- ★ ''મા'' એક આહ છે, જે સીધી અર્શ પર જાય છે.
- ★ ''મા'' એક છાયા છે, જે અંધારામાં વધુ નજીક આવી જાય છે.
- ★ ''મા'' ની જિંદગીમાં મુહબ્બતનું અંગ સામેલ કરવામાં આવ્યું છે.
- ★ ''મા'' નો સંદેશો સૌથી વધુ સુંદર અને મધુર છે.
- ★ ''મા'' અને ફૂલમાં મને કોઇ તફાવત નજર આવતો નથી.
- ★ જે લોકોનાં દિલોમાં ''મા''ની મહત્તાનો અનુભવ હોતો નથી તે ખરેખર, કમનસીબ અને અભાગી છે.
- ★ ''મા'' નું દિલ બાળક માટે સૌથી સરસ જગા છે. ચાહે બાળકની ઉંમર કેટલી પણ હોય.
- ★ દુનિયામાં એક દરવાજો એવો છે, જે કદાપિ બંધ થતો નથી અને તે દરવાજો ''મા'' નો છે.
- ★ ''મા'' એક એવી અસીમ વ્યકિતત્વ છે, જેના અસ્તિત્વથી આ વિશ્વ આબાદ છે.
- ★ જેના પર અલ્લાહ તઆલાએ જન્નત હરામ ઠેરવી છે તે પૈકી એક ''મા''

નો નાફરમાન છે.

- ★ ''મા'' ની કલ્પના, તેની યાદ અને ઝિક્ર વેદનાની સખતીને ઓછી કરે છે.
- ★ ''મા'' એક મહાન વ્યકિતત્વ છે. જો તે ના હોય તો દુનિયાની કોઇ ચીજ સારી લાગતી નથી.
- ★ જે ઘરમાં ''મા'' ની ઇઝઝત ન હોય તે ઘર જરૂર બરબાદ થાય છે.
- ★ ''મા'' પોતાની ઓઢણીના છેડા વડે આપણાં તમામ આસું લૂંછી આપણને મુસ્કુરાવવાનું શીખવે છે.
- ★ જયારે બાળક હસે છે ત્યારે ''મા'' ને પૂરી દુનિયા ઝૂમતી અનુભવાય છે.
- ★ ''મા'' નું બીજું નામ જન્નત છે.
- ★ ''મા'' વગર દુનિયા અધૂરી છે.
- ★ ''મા'' નો શાપ ના લ્યો ! જે ''મા'' ની સેવા ન કરે તે મોટો અભાગી છે.
- ★ ''મા'' ન હોય તો ઘરમાં પ્રસન્નતાનાં ફૂલ ખીલતાં નથી.
- ★ ''મા'' આ દુનિયાની સૌથી મોટી દોલત છે.
- ★ ''મા'' ની આંસુ ભરેલી આંખો દ્વારા સખતથી સખત દિલને કોમળ બનાવી શકાય છે. ''મા'' સિવાય હું જિંદગીમાં બીજા કોઇની છબી જોતો નથી.
- ★ ''મા'' વગર ઘર સૂનું-સૂનું લાગે છે.
- ★ ''મા'' એક એવું ફૂલ છે, જે દુનિયાનો કાંટો વાગવા છતાં મુસ્કુરાય છે.
- ★ ''મા'' ને મુસીબતના સમયે જયારે યાદ કરું છું તો મને સંતોષ મળે છે.
- ★ ''મા'' ઇન્સાનોથી સૌથી વધુ પ્યાર કરનારું વ્યકિતત્વ છે.
- ★ ''મા'' ની દુઆ કામિયાબીનો ભેદ છે.
- ★ ''મા'' દુ:ખોનો ઉપચાર છે.
- ★ ''મા'' નો છાંયડો મધની જેમ હર્ષ અને રાહત આપે છે. જેમ કે અરબસ્તાનના રણમાં લીલુછમ ઝાડ !
- ★ The Mother's shadow like Honey of Bees Specially in the Arbian Desert Just the Green Tree.
- ★ ''મા'' ની નારફમાની કરનારો કદાપિ સંતોષ પામતો નથી.
- ★ ''મા'' એક એવું મોતી છે, જે એક વખત ગુમ થયા પછી ફરી મળતું નથી.
- ★ ''મા'' અલ્લાહ તઆલાની મહાન ભેટ છે

* ''મા'' ની મુહબ્બત કોઇ ખજાનાથી ઓછી નથી.
* ''મા'' એક એવી ગીચ ઝાડી છે. જેના પર કદી પાનખર ઋતુ આવતી નથી.
* ''મા'' નો અદબ કરનાર દુનિયા-આખિતરમાં સફળ થશે.
* કદાપિ ''મા'' નો શાપ ના લ્યો !
* ''મા'' થી વધીને મેં ઘટાદાર છાંયડાવાળો છોડ જોયો નથી.
* દુનિયામાં કોઇપણ ''માં'' જેવું પેદા થયું નથી.
* ''મા'' નું દિલ સદા વસંતઋતુનાં ફૂલોની જેમ છે.
* કાન ખોલી સાંભળી લ્યો ! દરેક યુગની દવા માત્ર ''મા'' છે, દરેક મુહબ્બત ''મા'' ની મુહબ્બત સામે મામૂલી છે.
* ''મા'' સબ્ર-સહનશીલતાની મહાન કહાણી છે.
* ''મા'' ની હિકમત અને આવડત ઘરને આબાદ રાખે છે.
* કોઇ ''મા'' પોતાના બાળકને અસંસ્કારી જોવાનું પસંદ કરતી નથી.
* ''મા'' ઘરની જયોત છે.
* ''મા'' જન્નતના દરવાજામાંનો મધ્યમ દરવાજો છે.
* પાખનર ઋતુ અને વસંતઋતુમાં ''મા'' આપણી નિખાલસ સાથી છે.
* ''મા'' જિંદગીના અંધારાનું અજવાળું છે.
* ''મા'' ને કેવળ તું રાજી કરી લે, અલ્લાહ તઆલા તારા સર્વ ગુનાહો માફ કરશે.
* ''મા'' સદ્‌વર્તન અને ફરમાંબરદારીની સૌથી વધુ લાયક છે.
* કોમો (જાતિઓ) પોતાની માઓની ગોદમાં ઉછેર પામે છે અને તેમના સંસ્કાર અને આદતો ગ્રહણ કરે છે.
* ''મા'' ની ખુશીથી અલ્લાહ તઆલા ખુશ થાય છે.
* ભાગ્યશાળી છે તે અવલાદ, જેમના મા-બાપ તેમનાથી ખુશ હોય.
* ''મા'' નું દિલ ઘણું નરમ અને દયાળુ હોય છે.
* ''મા'' એક એવી ગઝલ છે જે સાંભળનારના દિલમાં ઊતરી જાય છે.
* ''મા'' તે વ્યકિતત્વ છે, જેના લખાણ માટે દુનિયામાં શબ્દોની અછત છે.
* ''મા'' તે વ્યકિતત્વ છે, જે દરેક પળે પોતાની અવલાદની ખુશી માટે દુઆ માંગે છે.

★ જન્નતે કહયું : ''મા'' તે વ્યકિતત્વ છે, જેના પગો તળે હું છું.
★ ''મા'' દુનિયા અને આખિરતની ખુશખુશાલ જિંદગીની ધરી છે.
★ ''મા'' ની દુઆ લાંબી ઉંમર પામવા માટે અપાર જરૂરી છે.
★ ''મા'' કિસ્મત, ભાગ્ય બનાવવામાં મહત્ત્વની ભૂમિકા ભજવે છે.
★ હે મા ! તમે મારી ચક્ષુ અને પ્રતિભા છો.
★ હે મા ! તમે મારી જયોત, ખ્યાલ અને સ્વપ્નું છો.
★ હે મા ! તમારા દર્શન મને ભૂખ અને તરસથી બેફિકર કરી આપે છે.
★ હે મા ! તમારી મહેરબાનીથી મારો ગમ ખુશીમાં પલટાય જાય છે.
★ હે મા ! તમે મારી આખનું મનોરમ્ય છો.
★ દરેક ''મા''ની નિકટે પોતાની જ અવલાદ સૌથી વધુ ખુબસૂરત હોય છે.
★ ''મા'' કેટલો વિસ્તૃત છે, તમારો સબ્ર અને કેટલી વહેતી છે તમારી મહેરબાની.
★ ''મા'' ના સન્માન અને આજ્ઞાપાલન પર ઇસ્લામી સંસ્કારની પૂરી ઇમારત કાયમ છે.
★ ''મા''ની દુઆની સુગંધ કાયમી મહેકતી રહે છે.
★ ''મા'' નું દિલ એટલું વિશાળ હોય છે કે જેમાં આખું વિશ્વ સમાવી શકાય છે.
★ ''મા'' ના ખોળામાં બાળકો સલામતી પ્રાપ્ત કરે છે.
★ ''મા''ને દુઆની શૈલી જાતે જ આવડી જાય છે, જયારે બાળક બીમાર પડે છે.
★ ''મા''એક એવો સિતારો છે, જે કદીપણ ડૂબતો નથી.
★ ''મા'' ની ગોદ દુઃખોની દવા છે.
★ જિંદગીની તમામ ખુશીઓ પ્યારથી ''મા'' કહીએ તો મળી જાય છે.
★ ''મા''ની મહત્તા, ખુશીઓની ભીડમાં અને હર્ષના મોજામાં જુઓ.
★ ''મા''ની મુહબ્બત વાસ્તવિકતાનું દર્પણ હોય છે.
★ ''મા''ની ગોદમાં બાળકના ભવિષ્યનો ઉછેર થાય છે.
★ ''મા'' નેઅમત અને રહમત છે.
★ ''મા'' અવલાદ માટે ઢાલ છે.
★ ''મા'' ફરિશ્તાઓની જેમ નિર્દોષ અને સચ્ચાઇની આકૃતિ છે.

* ''મા'' હંમેશા પોતાની અવલાદના નખરાં વેઠે છે.
* ''મા''પરેશાન હોય તો જગત ઉદાસ થઇ જાય છે.
* જુઓ ! તમને ખુશ જોઇ ''મા'' કેટલા ખુશ થાય છે.
* ''મા''તે અસ્તિત્વ છે, જેના વિરુદ્ધ કંઇક કહેવું ગુનાહ છે.
* ''મા'' ખરેખર, તે છીપ છે, જેની છાતીમાં મુહબ્બતનું મોતી છુપાયેલું છે.
* મોટો અભાગી છે તે માણસ, જે વૃદ્ધા મા-બાપની સેવાચાકરી કરી જન્નત પ્રાપ્ત ન કરી શકયો.
* ''મા'' અલ્લાહ તઆલાના દીદાર અને ખુશી છે, તેમને ખુશ રાખવા જરૂરી છે.
* ''મા'' નો પ્યાર સૌથી રમણીય અને સ્વાદિષ્ટ હોય છે.
* ''મા''ની દુઆ નિરાશામાં રોશનીનો મિનારો છે.

## મુહબ્બતનો આયનો

* કઠણ દિલને ''મા'' ની આંસુ ભરેલી આંખો દ્વારા મુલાયમ બનાવી શકાય છે. (અલ્લામહ ઇકબાલ)
* જો મને મારી ''મા''થી અલગ કરી દેવામાં આવે તો હું પાગલ થઇ જાઉં. (લુકમાન હકીમ)
* ''મા'' વગર ઘર કબ્રસ્તાન સમાન છે. (ઔરંગઝેબ)
* ''મા''ની અસલ સુંદરતા તેમની મુહબ્બત છે અને મારી દુનિયાની ખુબસુરતી ''મા'' છે. (મવલાના મુહમ્મદ અલી જૌહર)
* ''મા' મારી દુનિયાની પ્રિયતમ ચીજ છે. (ઝહીરુદ્દીન)
* ''મા''થી હમદર્દીની આશા રાખવાની જગાએ ''મા'' નો હમદર્દ થવું જોઇએ. (અરસ્તૂ)
* ''મા'' અને ફૂલમાં મને ફરક લાગતો નથી. (નાદિર શાહ)
* જેવી રીતે બાળકોની ભીડમાં એક હબ્શનને પોતાનું જ બાળક સૌથી વધુ પ્યારું લાગે છે, એવી જ રીતે એક માણસને પોતાની ''મા'' જ પ્યારી લાગે છે. અને તે તેનાથી પ્રભાવિત થાય છે. (સબાહુદ્દીન જામી)

- ★ અમારી ''મા'' એ જીવંત રહેવાનો અને આઝાદીથી જીવન ગુજારવાનો સબક દીધો. (મવલાના શૌકત અલી જૌહર)
- ★ બાળકના ભવિષ્યનો ''મા''ના ખોળામાં ઉછેર થાય છે. (અલ્તાફ હુસૈન હાલી)
- ★ મારી દરેક તકલીફ અને ગમમાં ''મા''ની કલ્પના મારા માટે ફરિશ્તા બની આવ્યા. (અબૂ અલ-ફઝલ ફૈઝી)
- ★ દરેક માનવી માનવતાની વાસ્તવિક છબી પોતાના ''મા'' ના ચહેરા પર જોઇ શકે છે. (અકબર બાદશાહ)
- ★ જો તમે પ્રતિષ્ઠિત કોમના ઇચ્છુક છો તો આપણે પ્રતિષ્ઠિત ''મા'' ઓ પેદા કરવી પડશે. (સર સૈયદ અહમદખાં)
- ★ ''મા'' બાપથી વધુ મમતાળુ હોય છે. (અફલાતૂન)



## હુઝૂર (ﷺ) નો હઝરત ઉમ્મે અય્મન સાથે વર્તાવ

હઝરત ઉમ્મે અય્મન આપ (ﷺ)ના વાલિદ સાહેબ હઝરત અબ્દુલ્લાહના સેવિકા હતાં. આપ (ﷺ) ઉમ્મે અય્મનની બેહદ ઇઝઝત કરતા હતા. તેમના મકાન પર હાજરી આપતા અને ફરમાવતા હતા : આ મારાં અમ્માજી પછી બીજાં અમ્માજી છે.

## હુઝૂર (ﷺ) ની હલીમહ (રદિ.) અને બીબી શૈમાની સેવા કરવી

એક બુરકાપોશ આવી રહયાં છે. હુઝૂર (ﷺ) ઊભા થઇ જાય છે. કોઇએ કહયું: હઝરત ! આ કોણ છે ? તેમના કપડાં મેલા છે અને આપ (ﷺ) ઊભા થઇ જાઓ છો ! જયારે તેઓ નજીક આવ્યા તો આપ (ﷺ) એ પોતાનો ખભો મુબારક આપ્યો. તેમણે પોતાનો હાથ રાખ્યો. તેઓ બેસવા લાગ્યાં તો આપ (ﷺ) એ પોતાની ચાદર મુબારક બિછાવી દીધી. તેમના હોઠ લગી કાન મુબારક લઇ ગયા. તેમણે કહયું: અલ-અતૂશ (તરસ). એક સહાબી (રદિ.)ઊઠયા. આપ (ﷺ) એ ફરમાવ્યું : બેસી જાવ, હું હઝરત મુહમ્મદ (ﷺ) ખુદ સેવા કરીશ. દૂધ લાવ્યા, કહેવા લાગ્યા: હઝરત ! બસ, મુલાકાત કરવી હતી જઇ રહી છું. હુઝૂર (ﷺ) દોડી ઘરેથી ખજૂરનું પોટલું લઇ આવ્યા. જાતે ખભા મુબારક પર ઉઠાવ્યું. સહાબએ કિરામ કહેવા લાગ્યા: અમે ઉઠાવી લઇએ. ફરમાવ્યું : નહિ, હું મુસ્તફા (ﷺ) જાતે જ હક અદા કરીશ. હુઝૂર (ﷺ) એ ફરમાવ્યું : આ મારાં અમ્માજી છે.

હુઝૂર (ﷺ) ને ખબર મળી, હઝરત ! અમે ફલાણી જગાએ નાકાબંધી કરી. ત્યાં એક ઔરત ગંદા કપડાવાળી બહાર નીકળી આવી. કહેવા લાગ્યાં : તમે મને લોંડી બનાવશો, ઘરપકડ કરશો, ખબર છે હું કોણ છું ? મારું નામ શૈમા છે. હું મુહમ્મદ (ﷺ)ની બહેન છું. આવું કહે છે અને કહે છે : જાવ ! મારા ભાઇને કહો કે તમારી બહેનની આજે ઘરપકડ થઇ રહી છે. ખબર છે હું કોણ છું ? જે મુસ્તફા (ﷺ) છે. હું તેમના નીચે ઓઢણી પાથરી દેતી હતી. જયારે તેઓ સૂઇ જતા હતાં ત્યારે હું પંખો હલાવતી હતી. મુહમ્મદ (ﷺ) ને તરસ લાગતી તો હું બે-બે માઇલ દૂરથી પાણી ભરી લાવતી. હું બચપણમાં તેમની સાથે રહી, આજે તેમની જમાઅત મારી ઘરપકડ કરે છે ? જયારે હુઝૂર (ﷺ)ને જાણ થઇ કે, એક ઓરત આ પ્રમાણે કહે છે અને આવી રહયાં છે તો પયગમ્બર (ﷺ)ની ચાદર નીચે પડી ગઇ. ઊભા થઇ ગયા. રડીને કહેવા લાગ્યા : દોડીને જાવ ! મારી બહેનને તકલીફ ના પહોંચે. જે

કંઇ કહે છે સત્ય છે. શૈમાં જેને પણ કહે મુકિત આપો. ઘણાં સન્માનથી લાવો. તેમને કહો : જલદી આવો. ભાઇ તમારી પ્રતીક્ષામાં છે. રડીને કહયું : હે લોકો ! આ તો મારું પરોપકારી ઘરાનું છે. હું મુહમ્મદ (ﷺ) ઉપકાર ચૂકતે કરી શકતો નથી. સહાબએ કિરામ (રદિ.)ફરમાવે છે : અમે રડી રહયા હતા અને હુઝૂર (ﷺ) પણ રડી રહયા હતા. ફરમાવ્યું : મને સમય યાદ છે જયારે તેઓ પોતાની ઓઢણી બિછાવી જાતે જાગતાં હતાં અને મને સુવડાવતાં હતાં. સહાબએ કિરામ (રદિ.) કહે છે : જયારે તેઓ નજીક આવ્યાં તો હુઝૂર (ﷺ)એ સ્વાગત ફરમાવ્યું અને આપ (ﷺ)એ ફરમાવ્યું : હે શૈમા ! મને તમારી મહેરબાનીઓ યાદ છે. પોતાની ચાદર મુબારક બિછાવી ફરમાવ્યું : જૂતિયાં સહિત મુહમ્મદ (ﷺ)ની ચાદર પર બેસી જાવ. (ખુત્બાતે દીન, પૂરી : ૨/૬૫,૬૬)

## ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)નું પોતાની વાલિદહનું સન્માન

ખલીફા મન્સૂરના જમાનામાં ઇમામ અબૂ હનીફા (રહ.)ને ન્યાયધીશની રજૂઆત કરવામાં આવી તો ઇમામ અબૂ હનીફા (રહ.)એ તેને કબૂલ કરવાનું નકારી દીધું. ગવર્નર ઇબ્ને હુબૈરાએ ક્રોધ અને ગુસ્સામાં સોગંદ ખાઇ એલાન કર્યું : જો ન્યાયધીશનો પ્રસ્તાવ મંજૂર નહિ કરે તો હું તેમના માથા પર કોરડાઓ મારીને રહીશ.

ગવર્નરે હોદ્દાના ઘમંડમાં કસમ ખાધી તો લોકો ધ્રુજી ઊઠયા; પંરતુ અબૂ હનીફા (રહ.) જે દીનના નશામાં ચૂર હતા, ઇબ્ને હુબૈરહના કોરડાઓથી વધુ આખિરતની લોખંડી ગદાની ચમક તેમની યકીનની આંખો સમક્ષ હતી. અબૂ હનીફા (રહ.) એ ફરમાવ્યું : ખુદાના સોગંદ ! કદાપિ ન્યાયધીશનો હોદ્દો કબૂલ નહિ કરું. મારો ઇબ્ને હુબૈરહ વધ કેમ ન કરી નાંખે.

ઇમામ સાહેબ (રહ.) નો આ જવાબ ગવર્નરની મોટાઇના મિનારા પર કુહાડી સમાન હતો. ઇમામ સાહેબ (રહ.) નો પ્રત્યુત્તર વિશિષ્ટ સંવેદના પર એવો પ્રહાર હતો કે ભપકી ઊઠયો. ઇમામ સાહેબ (રહ.) ને જેલમાંથી કાઢી પોતાની સામે હાજર કર્યા. ક્રોધથી જહન્નમની આગની જેમ ભડકી રહયો હતો. દુન્યવી સત્તા ધરાવતો હોવાથી ઇમામ સાહેબ (રહ.) ને મોત સુધીની ધમકી આપી. ઇમામ અબૂ હનીફા (રહ.) એ શાંતિ, મકકમતા અને બેફેકરીથી ફરમાવ્યું : કેવળ એક જ મૃત્યુ સુધી ઇબ્ને હુબૈરહનો અધિકાર છે.

ઇબ્ને હુબૈરહના ઇશારે જલ્લાદ તૂટી પડયો. ઇમામ અબૂહનીફા (રહ.)ના ખુલ્લા માથે લગાતાર કોરડાઓ વરસી રહયા હતા. જયારે સજા પછી ઇમામ સાહેબ (રહ.)ને પાછા જેલખાનામાં લઇ જવાયા તો માથા પર મારનાં નિશાન પડેલાં હતાં અને ત્રાસના ભોગ બનેલા ઇમામ સાહેબ (રહ.) પર રુદન જારી થઇ ગયું. લોકોએ પૂછયું તો ઇમામ સાહેબ (રહ.) એ ફરમાવ્યું : આ મારનો મને ખ્યાલ નથી, બલકે મને મારાં અમ્માજીનો ખ્યાલ છે કે, મારી આ દશા જોઇ બીચારીની શું હાલત થશે?
(દિફાએ ઇમામ અબૂહનીફા (રહ.), અઝ : મવ. અ. કય્યૂમ હકકાની : ૨૩૭-૨૩૮)

## માની આજ્ઞાનું પાલન કરવું

હઝરત બા યઝીદ બુસ્તામી (રહ.) ફરમાવે છે : મેં માની ખિદમતથી વધીને કોઇ વસ્તુથી ફાયદો ઉઠાવ્યો નથી. એક રાત્રે અમ્માએ મારાથી પાણી માંગ્યું. મેં માટલામાં જોયું તો ખાલી હતું. પછી ઘડો જોયો તો તેમાં પણ પાણી ન હતું. પછી દોડીને નદીથી પાણી ભરી લાવ્યો. એટલામાં અમ્મી સૂઇ ગયાં હતાં. હું પાણીનું માટલું હાથમાં પકડી પૂરી રાત એ આશાએ ઊભો રહયો કે તેઓ જાગે અને હું પાણી રજૂ કરું. સખત ઠંડીની ઋતુ હતી, હાથ થથરી ગયા; પરંતુ અમ્માજીને જગાવવાનું યોગ્ય ન સમજયું. જયારે ઊઠયાં તો મને આ હાલતમાં નિહાળી ઘણાં ખુશ થયાં અને પાણી પીધા પછી અસંખ્ય દુઆઓ આપી. તે દિવસથી મેં જોયું કે મારું દિલ અનવારે ઇલાહીથી આબાદ થઇ ગયું છે.

(ઝિક્રુ અલ્લાહ વાલોંકે : ૩૪)

## હુકૂકુલ્લાહ અને હુકૂકુલ-ઈબાદ

હઝરત મુહમ્મદ ઇબ્ને અલ-મુન્કિર (રહ.)એ પોતાની રાતને ત્રણ હિસ્સામાં વહેંચી રાખી હતીઃ (૧) માની ખિદમત માટે, (૨) બહેનની ખિદમત માટે, (૩) ઇબાદત માટે. જયારે તેમની બહેનનો ઇન્તિકાલ થયો તો રાતના બે હિસ્સા કરી નાંખ્યાઃ (૧) માની સેવાચાકરી કરવા માટે, (૨) ઇબાદત માટે. જયારે માનું મૃત્યુ થયું તો આખી રાત અલ્લાહ તઆલાની બંદગી (નમાઝ)માં જ પસાર કરતા હતા.

(મેરી નમાઝ : ૧૦)

## મહેનતની કમાઈની બરકત

દેવબંદમાં એક માણસ અબ્દુલ્લાહ શાહ હતા, જેઓ ઘાસ વેચી રોજીનો સિલસિલો ચલાવતા હતા. જે મળતું તેમાંથી એક ભાગ પોતાની અવલાદને

આપતા, એક ભાગ અલ્લાહ તઆલાના રસ્તામાં ખર્ચ કરતા અને બાકી પોતાના ખર્ચ પેટે રાખતા. તેમણે એક વખત હઝરત મવ.મુહમ્મદ યાકૂબ સાહેબ નાનોત્વી (રહ.) અને બીજા બુઝુર્ગ હઝરાતની દાવત કરી. હઝરત નાનોત્વી (રહ.)એ ફરમાવ્યું : દાવત કયાંથી કરશો ? તમારી પાસે છે જ શું ! કહેવા લાગ્યા : જે ભાગ ખૈરાત માટે કાઢું છું તેનાથી જ દાવત કરીશ. પાંચ આના જમા કર્યા અને હઝરત (રહ.)ની પાસે લાવ્યા અને કહયું : આપ ખુદ જ પકાવી લ્યો, હું કયાં ઝઘડો કરું. મહેમાન અનેક હતા અને પૈસા કુલ પાંચ આના..... બુઝુર્ગ મહેમાનોની ચર્ચા થઇ કે કોઇ સસ્તી ચીજ પસંદ કરવામાં આવે, એટલે મીઠા ચાવલ ગોળના પસંદ થયા. ઘણી કાળજીથી પકાવ્યા. સાફ હાંડી મંગાવી, રસોઇયાને વુઝૂ કરાવ્યું. દરેક રીતે કાળજી રાખવામાં આવી. તે ચાવલ કેટલા હતા ? એક-બે કોળિયા ખાઇ લીધા. હઝરત મવ. મુહમ્મદ યાકૂબ સાહેબ ફરમાવે છે : તે બે કોળિયાની બરકત એ જોઇ કે એક માસ લગી દિલમાં અનવાર અને બરકાત અનુભવાતાં હતાં, જેની કમાઇના એક-એક કોળિયાની આ બરકત.... તો જેઓ દિન-રાત હલાલ કમાઇ ખાઇ છે તેઓની હાલત શું હશે ?

(હિકાયાતુસ્સાલિહીન : ૪૯)

## માની ખિદમતમાં પ્રાણ આપી દીધા

યુનાનમાં એક માણસ સોલન ગુજર્યો છે. આ એક જાણીતો ફિલોસોફી અને કવિ હતો. એક વખત કુબ્રરસના બાદશાહ ગ્રિસિસે સોલનને પોતાના દેશમાં આમંત્રિત કર્યો. સોલને દાવત કબૂલ કરી. મુલાકાતના દિને બાદશાહ પોતાનો કિંમતી પોશાક અને હીરા, ઝવેરાતથી જડેલા સિંહાસન પર બિરાજમાન હતો અને ભારે ધૂમધામથી સોલનની રાહ જોઇ રહયો હતો. સોલન આવી શાંતિ અને બેફિકરીથી બાદશાહ સમક્ષ બેસી ગયો. તેણે બાદશાહની નામના અને પ્રતિભાની બાજુ ધ્યાન ન આપ્યું. બાદશાહ બેચેન થઇ ગયો. તેણે સચિવને હુકમ કર્યો : સોલનને આપણાં ખજાનાઓ દેખાડવામાં આવે. સચિવે સોલનની સામે સોના, ચાંદી અને હીરા, ઝુમુર્રુદનો ઢગલો કરી દીધો. આ ચમક-દમક સોલનને પ્રભાવિત ન કરી શકી અને બેપરવા બેસી રહયો. બાદશાહથી રહેવાયું નહિ. તેણે ઊંચા અવાજે સંબોધતાં કહયું : સોલન ! તું યુનાનનો માનીતો ફિલોસોફી છે. તારી નજીક દુનિયાનો સૌથી ખુશનસીબ માણસ કોણ છે ? સોલને આબરૂભરી શૈલીમાં કહયું : બાદશાહ ! મારા દેશમાં ટેલન નામી માણસ ઘણો ખુશનસીબ હતો. તે

બહાદુર, નેક અને સારા બાળકોનો બાપ હતો. તેણે પોતાના વતન વતી લડતાં-લડતાં પ્રાણ આપી દીધો.

ત્યાર બાદ બીજો ખુશનસીબ કોણ ? સોલને કહયું : તે ભાઇ સૌથી વધુ ખુશનસીબ છે, જેણે પોતાની માની ખિદમત કરતાં-કરતાં પ્રાણ આપી દીધા. બાદશાહ લાલચોર થઇ ગયો. શું તું મને ખુશનસીબ સમજતો નથી ?

ખુશનસીબ તે હોય છે, જેની સાથે ખુશનસીબી જિંદગીની અંતિમ ક્ષણ સુધી રહે. સોલને ચોખવટ કરી. જેની જિંદગી હજુ ખતમ થઇ ના હોય તેના વિશે કંઇક કહેવું સમય કરતાં પહેલું લેખાશે. ઇન્સાનની જિંદગી હંમેશા એક હાલત પર બાકી રહેતી નથી. બાદશાહ ભડકી ઊઠયો. તેણે સોલન સાથે અતિ નફરત અને તુચ્છ કક્ષાનો વર્તાવ કર્યો.

બાદમાં શહેનશાહ સાઇરસે કુબ્રસને ફતેહ કર્યું અને બાદશાહ ગ્રિસિસને જીવતો સળગાવી દેવાનો હુકમ કર્યો, જયારે ગ્રિસિસને સળગાવવા માટે આગની લાકડીઓ ઉપર બેસાડવામાં આવ્યો, ત્યારે તેના મોંઢામાંથી કષ્ટદાયક ચીસ નીકળી, હાય સોલન !

બાદમાં શહેનાશાહે હાથ ઉઠાવી અચાનક ક્રિયા થોભાવી દીધી અને ગ્રિસિસની કને જઇ સવાલ કર્યો, હાય સોલનથી શું મુરાદ છે ? ગ્રિસિસે તેને પૂરો બનાવ સંભળાવ્યો. વિજયી બાદશાહ આ સાંભળી નરમ થઇ ગયો અને તેણે ગ્રિસિસને મોતની સજાથી મુકિત આપી દીધી અને ઇઝઝતની સાથે પેશ આવ્યો.

(ઝિક્ર અલ્લાહ વાલોં કે : ૨૮)

## વાલિદહના અદબનો અજીબ અંદાજ

હઝરત મુહમ્મદ બિન મુન્કદિર (રહ.)થી રિવાયત છે, તેઓ પોતાના ગાલને જમીન પર રાખતા અને પછી પોતાનાં અમ્માજીને કહેતા : મા ! તમે મારા ગાલ પર પોતાનાં પગને મૂકો (તો પણ આપનો હક અદા કરી શકતો નથી). (ફઝ્લુ બિર્રિલવાલિદયનિ:૧૬) - અનુવાદક.

## માના અદબને કારણે માથું ન ઉઠાવ્યું

હઝરત અબ્નસી (રહ.)ફરમાવે છે : મેં હઝરત અબૂબક્ર (રહ.)ને આ કહેતા સાંભળ્યા કે, હું મન્સૂર બિન મુઅ્તમિર (રહ.)ની સાથે તેમના ઘરમાં

બેઠેલો હતો કે તેમનાં વાલિદાએ ગુસ્સાથી તેઓને પોકરતાં કહયું. મન્સૂર ! ઇબ્ને હુબૈરહ તમને ન્યાયાધીશ બનાવવા ચાહે છે અને તમે તેનો ઇન્કાર કર્યો છે.

મન્સૂર બિન મુઅ્તમિર (રહ.) શિર ઝુકાવી બેસી રહયા અને અદબના કારણે આંખ ઉઠાવીને પણ વાલિહદ બાજુ ન જોયું.

(ફઝ્લુ બિર્રિલ વાલિદયૂનિ : ૧૬) -અનુવાદક

## માના અદબની અનંત લતીફ પદ્ધતિ

હઝરત ઝયનુલ આબિદીન (રહ.) પોતાનાં અમ્માજી સાથે ઘણો નેકીનો વર્તાવ કરનાર હતા. ત્યાં સુધી કે તેઓને કહેવામાં આવ્યું : આપ પોતાના અમ્માજી સાથે લોકોમાં વધુ નેકીનો વર્તાવ કરનાર છો; પરંતુ અમે આપને પોતાનાં અમ્માજી સાથે એક વાસણમાં ખાતા જોયા નથી. અમ્માજી જયારે ખાઇને ફારિગ થાય પછી આપ ખાવ છો, તેનું શું કારણ ?.

તેમણે કહયું : અખાફુ અન તસ્બિક યદી ઇલા મા કદ્ સબકત્ અયનુહા ઇલયહિ ફ-અકૂન કદ અકકતુહા.

*તરજુમો :* હું ડરું છું આ વાતથી કે કહી મારો હાથ તે વસ્તુ બાજુ આગળ ન વધે, જેની તરફ મારાં અમ્માજીની આંખો પહેલાં વધી હોય અને આમ હું નાફરમાનોમાં થઇ જાઉં. (ફઝ્લુ બિર્રિલ વાલિદયનિઃ ૧૭)

*ફાયદો :* અલ્લાહુ અકબર !!! કેટલો માનો અદબો-એહતિરામ હતો કે આટલી બારીક અને લતીફ વાતનો પણ ખ્યાલ ફરમાવતા હતા કે માની ચાહત કયા પ્રકારના ખાવા પર થઇ હોય અને મારો હાથ તેના તરફ ધપે, તેનાથી પણ બચતા હતા. (વાલિદૈન કી કદ્ર કીજિએ : ૨૯૫, ૨૯૬)-અનુવાદક.



## ત્યાગ અને મુહબ્બતની ભાવના

અબૂ મુહમ્મદ અલ-અઝરીએ ત્યાગ અને કુરબાનીનો બનાવ બયાન કર્યો છે, જેનું ઉદાહરણ મળવું મુશ્કેલ છે. તેઓ કહે છેઃ મર્વની મસ્જિદમાં આગ લાગી. મુસલમાનોને શંકા થઇ કે આ કૃત્ય ખ્રિસ્તીઓએ કર્યું હશે. ઉત્તેજનામાં આવી તેઓએ ખ્રિસ્તીઓનાં ધર્મસ્થાનો અને ઇબાદતગાહોમાં આગ ચાંપી દીધી અને ભસ્મિભૂત અને ખેદાન મેદાન કરી નાંખ્યાં. બાદશાહ આ કૃત્યથી અસંતૃષ્ટ થયો અને તે લોકોની ધરપકડનો હુકમ જારી કર્યો, જેઓએ ખ્રિસ્તીઓની ઇબાદતગાહોમાં આગ ચાંપી હતી. એક મુસ્લિમ જૂથની આ સિલસિલામાં ધરપકડ થઇ અને બાદશાહ સામે રજૂ કરવામાં આવ્યું કે ગુનેગારો માટે સજા નક્કી કરે. બાદશાહે અમુક ચિઠ્ઠીઓ પર આ શબ્દો લખ્યાઃ (૧) કોરડાની સજા, (૨) હાથ-પગ કાપવાની સજા, (૩) કતલની સજા. આ ચિઠ્ઠીઓ ધરપકડ થનારાઓ પર ફેંકી, જેના હિસ્સામાં જે ચિઠ્ઠી આવી તેના માટે તે જ સજાનો હુકમ થયો. જે ચિઠ્ઠીમાં લખ્યું હતું. કતલની સજા. તેણે કહયું : ખુદાની કસમ! કતલ થવાથી ડરતો નથી; પરંતુ વારંવાર મને મારી માનો વિચાર આવે છે. મારા પછી તેમનો આશરો કોઇ નથી. ના કોઇ ભાઇ-બહેન અને ના કોઇ સગું. પાસે જ એક જુવાન બેસેલો હતો, તેના પર ચિઠ્ઠી પડી, કોરડાની સજા. તેણે કહયુંઃ તું એવું કર કે આપણે ચિઠ્ઠીની અદલાબદલી કરી લઇએ. હું કતલ થઇ જાઉં અને તું કોરડાની સજા ભોગવી લે, એટલે બન્ને જણે પોતાની ચિઠ્ઠીઓ બદલી લીધી અને તે યુવાન કતલ થઇ ગયો અને આ કોરડાની સજા ભોગવી પોતાની માની પાસે પહોંચી ગયો.

(રિવાયાતો - હિકાયાત : ૨૫૫)

## માના પગોને ચૂમવાની બરકત

અલ્લાહમહ ઇસ્માઈલ ચિશ્તી (રહ.) એક બોધકથા નકલ કરે છે : એક માણસ હઝરત અબૂ ઇસ્હાક (રહ.) ની ખિદમતમાં હાજર થયો અને અરજ કરીઃ મેં રાત્રે સ્વપ્નું જોયું કે આપની દાઢીમાં ઝવેરાત અને પન્ના છે. આપ (રહ.)એ ફરમાવ્યું : તારું સ્વપ્નું સાચું છે, કેમકે મેં ગઇ કાલે મારી માના પગોને ચૂમ્યા હતા.

(તફસીરે રૂહુલ બયાન : ૨/૧૫)

## માના હુકમનો દરજ્જો

એક વખતે મવ. ફઝલુર્રહમાન સા. (રહ.)એ ફરમાવ્યું : અમે સફર કરી દિલ્હી શાહ અબ્દુલ અઝીઝ (રહ.) ની ખિદમતમાં હાજર થયા. શાહ સાહેબ

(રહ.) એ હદીસે મુસલસલ બિલ-અવ્‍લવિય્યત (ઉત્તમતા સાથેની પરંપરાવાળી હદીસ) સંભળાવી અને બીજી અમુક હદીસો સંભળાવી. ત્યાં મિર્ઝા હસન અલી મુહદ્દિસ લખનવી (રહ), અને મવ. અબ્દુસ્સમદ (રહ.) વગેરે બેસેલા હતા. તેમને ફરમાવ્યું: જો આ છોકરો અમારી પાસે થોભી જાય તો હદીસ પઢાવી આપીએ. મવ. ફઝલુર્રહમાન (રહ.)એ અરજ કરી : હઝરત ! લાચાર છું, મારાં અમ્માજીએ મને એક જ માસની ઇજાઝત આપી છે, એટલા માટે તેમની ઇજાઝત વગર આથી વધુ થોભી શકતો નથી.

ફાયદો : સુબ્હાનલ્લાહ ! માની ફરમાંબરદારીનો કેટલો બધો પ્રબંધ હતો.

## મા-બાપ માટે દુઆ

હે મારા પરવરદિગાર ! મારાં મા-બાપ પર રહમ ફરમાવ, જેમ કે તેઓએ મને પ્યારથી ઉછેર્યો, જયારે હું નાની વયનો હતો. હે મારા મૌલા ! મને તૌફીક આપ કે તમે જે ઉપકારો મારા ઉપર અને મારા માવતર પર કર્યા તેનો શુક્રિયહ અદા કરું અને એવાં નેક કામો કરું, જેનાથી તું ખુશ થાય છે અને પોતાની રહમતથી નેક બંદાઓમાં દાખલ ફરમાવ.

હે અલ્લાહ ! તું મારી અને મા-બાપની બખ્શિશ ફરમાવ અને તે લોકોની પણ બખ્શિશ ફરમાવ, જે મારા ઘરમાં ઈમાનની હાલમાં દાખલ છે. અર્થાત્ ઈમાનવાળાઓ છે. હે મારા મૌલા ! મને એવી તૌફીક આપ કે હું નમાઝ પઢતો રહું અને મારી અવલાદને પણ આવી જ રીતે તૌફીક આપ. ઇલાહી ! મારી આ દુઆ કબૂલ ફરમાવ. હે મારા પરવરદિગાર ! હિસાબો-કિતાબના દિને મને અને મારાં મા-બાપને અને બધા જ ઈમાનવાળાઓને માફ ફરમાવ.

## હઝરત મૂસા (અલ.) અને એક માનો ફરમાંબરદાર

હઝરત મૂસા અલયહિસ્સલામ જયારે શામ તરફ ચાલ્યા તો પગપાળા ચાલતાં-ચાલતાં થાકી ગયા. અલ્લાહ તઆલાએ તેમની ઉપર વહી ઉતારી કે આ પહાડની વાદીમાં મારો એક બંદો છે. તેમની પાસે જાવ અને સવારી માંગો. હઝરત મૂસા (અલ.) તેમને ઢૂંઢવા નીકળ્યા. એક ફકીર બંદાને ઇબાદતમાં તલ્લીન નિહાળ્યો. આપ (અલ.) સમજી ગયા, આ જ સાલેહ મર્દ છે. આપ (અલ.)એ પૂછ્યું : મને સવારી જોઇએ છે. તેમણે આસમાન બાજુ નજર ઉઠાવી જોયું તો એક વાદળનો ટુકડો જઇ રહયો હતો. તેને હુકમ કર્યો : હે વાદળના ટુકડા ! નીચે

આવ અને આ બંદાને સવાર કરી લે, જયાં ઇચ્છે મૂકી આવ. વાદળ નીચે આવી ગયું, સમજો કે હવા પોતાની કાંધ પર સવાર કરી મૂસા (અલ.)ને લઇ ગઇ. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું: હે મૂસા ! તમે જાણો છો આ બંદાને આટલો ઊંચો દરજ્જો કેમ મળ્યો ? હઝરત મૂસા (અલ.)એ અરજ કરી : નહિ... અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : તેમની માની આખરી ઘડીઓ હતી. તેણે પોતાના બચ્ચાથી એક હાજત માંગી. તેણે તરત જ પૂરી કરી. તેમની માએ દુઆ આપી : હે અલ્લાહ ! એણે મારી હાજત પૂરી કરી, તું એની હાજત પૂરી કર. હવે આ મારાથી જે પણ માંગે છે, હું અતા કરું છું.

## માની દુઆની અસર

શાફિઈ મસ્લકના બહુ મોટા બુઝુર્ગ હઝરત સુલૈમ બિન ઐયૂબ (રહ.) દસ વર્ષના થઇ ગયા, પણ સૂરએ ફાતિહા સુદ્ધાં ન આવડતી. એક બુઝુર્ગ પાસે જઇ દુઆ કરવાનું કહયું. બુઝુર્ગે કહયું : બેટા ! તમે તમારી મા પાસે દુઆ કરાવો, ઇન્શા અલ્લાહુ તઆલા પૂરી થશે. તેઓ વાલિદહ માજિદહ પાસે ગયા અને દુઆની અપીલ કરી. માએ ઇલ્મ માટે અલ્લાહ તઆલાના દરબારમાં દુઆ ગુજારી અને કબૂલ થઇ.

જેઓને ફાતિહા યાદ ન હતી તેઓ દુઆ દ્વારા પ્રખર ધર્મશાસ્ત્રી બની ગયા અને કુર્આને કરીમ અને હદીસ શરીફના હાફિઝ થયા.

હઝરત સુલૈમ બિન ઐયૂબ (રહ.) ફરમાવે છે : હું એક વખત એક મોટા આલિમ શૈખ મુઝની (રહ.) સાથે ચર્ચા કરી રહયો હતો, તો તે જ શૈખ (જેઓએ મને મારાં અમ્માજી પાસે દુઆ કરાવવાના બારામાં ફરમાવ્યું હતું) હાજર થયા અને સલામ કરી અને તે સમયે મને તેઓ ઓળખતા ન હતા. તેઓ અમારો વાદ-વિવાદ સાંભળી નવાઇ પામ્યા અને ખુશ પણ થયા કે અલ્લાહ તઆલાએ મુસલમાનોમાં આટલા મોટા મોટા ઉલમાઅ્ પેદા કર્યા છે. અમારો મુઝાકરહ જે ફિકહો-તફસીરની બારીકાઇમાં થઇ રહયો હતો, તેને સમજી ન શકયા અને ફરમાવ્યું: ''હત્તા નતઅલ્લમ મિષ્લ હાઝા'' કાશ ! અમે પણ આવું ઇલ્મ શીખત.

મારા દિલમાં ખ્યાલ આવ્યો કે જવાબમાં કહું : ''કાનત લ-ક વાલિદતુન્ કુલ લહા તદ્ઊ લ-ક, ફસ્તહ્યયતુ'' જો આપ પણ આવું ઇલ્મ શીખવા ચાહો તો હું એક રીત બતાવું છું. તે આ છે કે જો આપનાં વાલિદહ જીવતાં હોય તો તેઓને દરખાસ્ત કરો કે, તેઓ આપના માટે દુઆ કરે; પરંતુ હું શરમાઇ ગયો (અને મેં ન કહયું). (તબ્કાતુ શ્શાફિઇય્યહ : ૪/૩૯૦)

હાફિઝ ઝહબી (રહ.)એ ''સિયરુ અઅ્લામિ ન્નુબલાઅ્'' માં સુલૈમ બિન ઐયૂબ (રહ.)ને શૈખુલ ઇસ્લામનું ઉપનામ આપ્યું છે.

(વફયાતુલ અઅ્યાન : ૨/૩૯૭) -અનુવાદક

## અલ્લાહ તઆલાએ બેટાને માની દુઆથી છુટકારો આપ્યો

હાફિઝ બકી બિન મુખલ્લદ (રહ.) જેઓ ત્રીજી સદી હિજરીના લોકોમાંથી છે. ઘણાં મોટા આલિમ, અલ્લાહ વાળા મુસ્તજાબુદ્દાવાત બુઝુર્ગ હતા. એક ઓરત હાફિઝ બકી સાહેબ પાસે આવ્યાં અને કહયું : મારા દીકરાને અંગ્રેજોએ કેદી બનાવી લીધો છે, હું મારા દીકરાની મુલાકાતના શોખમાં રાત્રે સૂઇ શકતી નથી. મારી પાસે એક નાનું સરખું ઘર છે, હું તેને વેચી બેટાને મુકત કરવા માંગું છું. જો આપને યોગ્ય માલૂમ હોય તો કોઇને મારું ઘર ખરીદવા માટે મશ્વેરો આપો, કે તે મારું ઘર ખરીદે અને હું મારા બેટાને મુકત કરવાની કોશિશ કરું. હું મારા બેટાની ફિકરમાં રાત-દિન બેચેન છું, ન મને ઊંઘ આવે છે, ન સબ્ર, ન કરાર અને ન મને કોઇ રાહત પ્રાપ્ત છે.

ઇમામ સાહેબ (રહ.)એ ફરમાવ્યું : અત્યારે તમે પાછા જાવ, હું ઇન્શા અલ્લાહુ તઆલા આ બાબત પર વિચારીશ. પછી તે ઓરતે પોતાનું માથું ઝુકાવ્યું અને તેમના હોઠ બેટાને અંગ્રેજોની કેદથી છુટકારા માટે દુઆ કરતા હરકત કરવા લાગ્યાં.

તે ઓરત ચાલ્યાં ગયાં. પછી વધુ મુદ્દત ગુજરી ન હતી કે, પાછા ઇમામ સાહબ (રહ.) પાસે આવ્યા અને દીકરો પણ સાથે હતો. ઓરત તેઓને કહેવા લાગ્યાં : તમે આનો બનાવ સાંભળો, અલ્લાહ તઆલા આપ પર રહમ ફરમાવે.

ઇમામ સાહેબ (રહ.)એ છોકરાને પૂછયું : તારી સાથે શું મામલો પેશ આવ્યો? તેણે કહયું : હું તે કેદીઓ સાથે રહેતો જેઓ બાદશાહની ખિદમત કરતા હતા અને અમે બેડીઓમાં કેદ રહેતા હતા. એક દિવસ હું જઇ રહયો હતો કે અચાનક મારા પગની બેડી ખુલીને પડી ગઇ, એટલે જે માણસ મારી દેખરેખ કરતો હતો તે માણસ પાસે આવ્યો અને મને ગાળો ભાંડતો કહેવા લાગ્યો : તેં પગની બેડી કેમ ખોલી ? મેં કહયું : અલ્લાહ તઆલાની કસમ ! આ વિશે હું જાણતો નથી કે મારા પગની બેડી કેવી રીતે પડી ગઇ. પછી લુહારને બોલાવ્યો અને મારા પગમાં ફરીવાર મજબૂત બેડી નાંખી દીધી, ત્યાર પછી થોડાક પગલાં ચાલ્યો હતો અને મારા પગની બેડી પડી ગઇ. તેણે આ મામલાને જોઇ પોતાના

પાદરીને પૂછયું. તે પાદરીએ મને પૂછયું : શું તારા વાલિદહ છે ? મેં કહયું : હા ! તેઓ કહેવા લાગ્યા : તેમણે તમારા માટે દુઆ કરી અને તેમની દુઆ કબૂલ થઇ ગઇ છે.

પછી તે પાદરીએ મને આઝાદ કરવા વિશે હુકમ આપ્યો. એટલા માટે તેણે મને આઝાદ કરી દીધો અને મને પનાહ આપી, ત્યાં સુધી કે હું ઇસ્લામી સલ્તનતમાં પહોંચી ગયો.

(અલ-બિદાયહ વન્નિહાયહ: ૧૧/૧૦૬, ઉર્દૂ)-અનુવાદક.

## માની દુઆના કારણે બેટાનું આલિમ બનવું

હઝરત હસ્સાન મુહમ્મદ વલીદ નેશાપૂરી (રહ.)એ ફરમાવ્યું, મારાં વાલિદાએ કહયું : હું જે સમયે તમારા કારણે હામિલહ (ગર્ભવતી)હતી, તે સમયે અબ્બાસ બિન હમ્ઝહની એક દીની મજલિસ હતી. જેમાં ઓરતો માટે પરદાની વ્યવસ્થા હતી. મેં તમારા પિતાથી મજલિસમાં વઅ્ઝ સાંભળવાની ઇજાઝત માંગી.તમારા પિતાએ ઇજાઝત આપી. હું ત્યાં ગઇ, વઅ્ઝ સાંભળી અલ્લાહ તઆલાથી દુઆ માંગી : ''અલ્લાહુમ્મ હબ્લી ઇબ્નન આલિમન'' હે અલ્લાહ ! તું મને એવો દીકરો આપ, જે આલિમે બા-અમલ બને.

જયારે હું ઘરે પાછી આવી તો મેં રાત્રે સ્વપ્નમાં જોયું, કે કોઇએ મને કહયું: ''અબ્શિરી ફ-ઇન્નલાહ ઇસ્તજાબ દઅ્વત-કિ, વ વહ-બ લ-કિ વલદન્ ઝકરન્ વ જઅલહૂ આલિમન્ વ યઇશુ ક મા આશ અબૂ-કિ''

*તરજુમો :* તમને ખુશખબરી કે અલ્લાહ તઆલાએ તમારી દુઆને કબૂલ કરી અને તમને એવો દીકરો આપશે જે આલિમે બા-અમલ બનશે અને દીનની એટલી મુદ્દત ખિદમત કરશે જેટલી તમારા વાલિદે કરી.

*મારાં અમ્માજીએ કહયું :* ''કાન અબી આશ ઇષ્નયૂનિ વ સબ્ઇન સનતન''

*તરજુમો :* મારા વાલિદ બોત્તેર વર્ષ સુધી જીવતાં રહયા હતા.

*હઝરત હસ્સાન (રહ.)એ ફરમાવ્યું :* '' વ હાઝિહી કદ તમ્મતૂહૂ લી''

*તરજુમો :* મારી પણ બોત્તેર વર્ષની મુદ્દત પૂરી થઇ ગઇ.

*હઝરત હસ્સાન (રહ.)એ ફરમાવ્યું :* ''ફ-આશલ ઉસ્તાઝુ બઅ્દ હાઝિહિલ હિકાયતિ અરબઅત અય્યામન્''

*તરજુમો :* ઉસ્તાઝ આ બનાવ બયાન કર્યા પછી ચાર દિવસ જીવતાં રહયા.

(તબકાતુ શ્શાફિઇય્યહ લિ ઇમામિ સ્સુબ્કી : ૩/૨૨૭)

આ હતી માની દુઆ અને પછી કબૂલિયત કે, અલ્લાહ તઆલાએ બેટાને આલિમ બનાવ્યા અને દીની ખિદમત માટે કબૂલ પણ કર્યા. આ જ અસલમાં ઇન્સાનની સઆદત છે કે અલ્લાહ તઆલા દીની ખિદમત માટે કબૂલ ફરમાવે, તેને ઇલ્મે નાફિઅ અતા ફરમાવે અને પછી તે નફાબખ્શ ઇલ્મ પર અમલ કરવાની તવફીક અતા ફરમાવે અને તેને ફેલાવવા માટે પણ કબૂલ ફરમાવે. એટલા માટે આપણે પણ પોતાના મસાઇલો-મુશ્કિલાતમાં મા-બાપથી દુઆ કરાવવી જોઇએ; પરંતુ આ વાતનું ધ્યાન રહે કે મા-બાપની દુઆમાંથી કબૂલિયાતની નજીક તે દુઆ થશે જે તેમની ખિદમત કરી હાસિલ થાય છે.

-અનુવાદક.

## ઈલ્મ પ્રાપ્તિ

જયારે હાફિઝુલ હદીસ બગદાદી શબાબહના ત્યાં ઇલ્મ પ્રાપ્તિ માટે જવા લાગ્યા તો તેમના ભાગ્યની દુનિયા આ હતી કે, ઉત્સાહી-દયાભાવી વાલિદાએ એક સો કુલચા (એક પ્રકારની મેદાની નાની ખમીરી રોટી, જેને ભઠ્ઠીમાં પકાવાય છે) પકાવ્યા, જેને તેઓ એક માટલીમાં ભરી સાથે લઇ ગયા. રોટીઓ મહેરબાન માતાએ પકાવી આપી હતી. સાલન બુદ્ધિશાળી અને હોશિયાર ફરઝંદે જાતે નક્કી કરી લીધું અને એટલું બધું અને સરસ કે આજે સો વરસ વીતી ગયા હોવા છતાં તેવું તાજું મોજૂદ છે. તે શું ? દજલા નદીનું પાણી. હાફિઝુલ હદીસ દરરોજ એક રોટી દજલા નદીના પાણીમાં પલાળી ખાઇ લેતા હતા અને ઉસ્તાઝથી પઢતા. જે દિવસે રોટીઓ પૂરી થઇ ગઇ, તો તેમને ઉસ્તાઝનો ફૈઝવંત અને શુભનિષ્ઠાનો દરવાજો છોડવો પડયો. (ખઝીનહ : ૧૪૭)

## મા-બાપની ફરમાંબરદારી

હઝરત સુલયમાન અલયહિ સ્સલામ આકાશો-જમીનના મધ્યે હવામાં ગાદી પર ઊડયા કરતા હતા. એક દિવસે જયારે કોઇ ઊંડા સમંદર પરથી ગુજર્યા તો સમંદરમાં ભીષણ મોજા ઊઠતા જોઇ હવાને પલટાય જવાનો હુકમ કર્યો અને જિન્નાતોને સમંદરમાં ડૂબકી મારી નીચેની હાલત માલૂમ કરવાનું કહયું, જયારે હઝરત સુલયમાન (અલ.)ના હુકમથી જિન્નાતોએ સમંદરમાં ડૂબકી લગાવી તો સફેદ કાફૂરી એક ચમકદાર ઘુંમટ જોયો, જેમાં ચાર દરવાજા હતા. એક મોતીનો, એક યાકૂતનો, એક હીરાનો અને એક લીલા ઝુમર્રુદનો, આ બધા દરવાજા ખુલ્લા હતા અને તેમાં પાણીનું ટીપૂં પણ દાખલ થતું ન હતું, જો કે

ઘુંમટ સમંદરની ઊંડાઇમાં હતો. હઝરત સુલયમાન (અલ.)ની રૂબરૂ રજૂ કર્યો, જેને નિહાળી તેમને ખૂબ નવાઇ લાગી. તો શું જુએ છે ! કે એક નવયુવાન અલ્લાહ તઆલાના સમક્ષ સિજદહમાં મસ્ત છે. હઝરત સુલયમાન (અલ.)એ સલામ કરી પૂછયું : શું તું ફરિશ્તહ છે યા જિન્નાત ? નવયુવાને જવાબ આપ્યો : હું તો ઇન્સાનની જાતિમાંથી છું. ત્યાર પછી હઝરત સુલયમાન (અલ.)એ પૂછયું : તને આ સમંદરમાં કઇ વસ્તુએ પહોંચાડયો અને છેવટે આ બુઝુર્ગી અને ફઝીલત તને કેમ કરીને હાસિલ થઇ ?

નવયુવાને અરજ કરીઃ હઝરત ! મને આ બુઝુર્ગી અને શ્રેષ્ઠતા મા-બાપની આજ્ઞાનું પાલન અને તેમની સાથેના સદ્વર્તનને લીધે હાસિલ થઇ છે. હે અલ્લાહના નબી ! મારા પિતા લંગડા અને મારાં અમ્માજી અંધ હતાં. મેં તેમની સિત્તેર વર્ષ સેવા કરી, જયારે મારાં અમ્માજી વફાત પામવા લાગ્યાં તો દુઆ કરી : હે અલ્લાહ! મારા દીકરાની ઉંમર પોતાની ઇબાદત અને તાબેદારીમાં લાંબી ફરમાવ અને જયારે પિતાની વફાત થવા લાગી તો દુઆ કરીઃ મારા દીકરાથી એવી જગા ખિદમત લે જયાં શયતાનનો દખલ ન હોય. મા-બાપના ઇન્તિકાલ પછી જયારે હું સમંદરના કિનારે ઘૂમી રહયો હતો, મેં સફેદ કાફૂરી ગુંબજ જોયો અને હુ તેની ખુબસૂરતી જોવા અંદર દાખલ થયો, એટલામાં એક ફરિશ્તાએ આવી અને સમંદરની ઊંડાઇમાં ગુંબજ સાથે ઉતારી દીધો.

હઝરત સુલયમાન (અલ.)એ પૂછયું : તું કયા જમાનામાં આ સમંદર પર આવ્યો હતો ? નવયુવાને અરજ કરી : હઝરત ઇબ્રાહીમ (અલ.)ના જમાનામાં. હઝરત સુલયમાન (અલ.)એ તારીખ જોઇ તો માલૂમ થયું કે આ દરમિયાન બે હજાર વર્ષ ગુજરી ગયા હતા, પરંતુ તે બિલકુલ જવાન જ હતો અને એક વાળ પર સફેદ ન હતો. હઝરત સુલયમાન (અલ.)એ પૂછયું : તને રોજી કઇ રીતે મળે છે? નવયુવાને કહયું : જયારે હું ભૂખ્યો થાઉં છું તો મારી પાસે એક લીલું પક્ષી પોતાની ચાંચમાં પીળા રંગની કોઇ વસ્તુ (જે આદમીના શિર બરાબર હોય છે) લઇ આવે છે. હું તેને ખાઉં છું, તેમાં દુનિયાભરની નેઅમતોની મજા આવે છે અને તેનાથી મારી ભૂખ, તરસ જતી રહે છે, અને ગરમી, ઠંડી, ઊંઘ, એકલતા અને બીક બધું જ દૂર થઇ જાય છે અને મારી તૃપ્તિ પછી જાતે જ તે અલોપ થઇ જાય છે.

ત્યાર પછી હઝરત સુલયમાન (અલ.)એ પૂછયું : તું આ ઘુંમટના દિન-રાતનો તફાવત કઇ રીતે કરે છે ? જવાબ આપ્યો : જનાબે આલી ! સૂર્યોદય

પછી ઘુંમટ સફેદ થઇ જાય છે અને સૂર્યાસ્ત પછી કાળો. બસ, તેના વડે દિન-રાતને ઓળખી લઉં છું. હઝરત સુલયમાન (અલ.)એ પૂછયું : તું અમારી સાથે ચાલવા માંગે છે યા પોતાની જગાએ જવા ઇચ્છે છે ? અરજ કરી : મને મારી જગાએ પરત કરો. હઝરત સુલયમાન (અલ.)ના હુકમથી આસિફ બિન બરખિયાએ તેના ઘુંમટને સમંદરની ઊંડાઇમાં પોતાની જગાએ પરત કર્યો.

પછી હઝરત સુલયમાન (અલ.)એ લોકોને સંબોધતા ફરમાવ્યું : જુઓ ! મા-બાપની દુઆ કેવી મકબૂલ છે. અલ્લાહ તઆલા તમારા પર રહમ કરે, મા-બાપની નાફરમાનીથી બચતા રહો. હે અલ્લાહ ! તું મને પણ મા-બાપની ખિદમત કરવાની તવફીક અતા ફરમાવ.

(રવઝતુર્ રિયાહીન : ૨/૪૩૩, ૪૩૪, ૪૩૫)

ચિંતન કરો ! મા-બાપની ખિદમતની કેટલી અઝમત છે કે અલ્લાહ તઆલાએ મા-બાપ સાથેના સદ્વર્તન અને ખિદમત કરવાનો દુનિયામાં જ કેટલો મોટો અને સારો બદલો તે જવાનને દીધો અને હઝરત સુલયમાન (અલ.)જેમને એવી હુકૂમત અલ્લાહ તઆલાએ આપી હતી કે, મોટા-મોટા જિન્નાતોને તેમના આધીન બનાવ્યા, હવાઓને તેમની તાબેદાર બનાવી.

તેમની અલ્લાહ તઆલાએ પોતાના એવા બંદાથી મુલાકાત કરાવી અને લોકોને પોતાના અમુક ઇનઆમોનો દેખાવો કરાવ્યો. એટલા માટે આપણે પણ મા-બાપની ખૂબ સેવાચાકરી કરવી જોઇએ, કેમકે મા-બાપની ખિદમતમાં જ આપણી દુનિયા અને આખિરતની ઇઝઝતો-અઝમત અને કામિયાબી છુપાયેલી છે.

-અનુવાદક

## આ મારાં અમ્માજી છે.

મવ.ઉબૈદુલ્લાહ સિંધી (રહ.) પહેલા શીખ હતા. પછી મુસલમાન થયા. એક દિવસે લોકો વચ્ચે બેસેલા હતા. અમ્માજી આવી ગયાં, તેમણે ભરી મહેફિલમાં માથા પરથી ટોપી ઉતારી મારવાનું શરૂ કર્યું અને કહેતાં : બૂટા સિંઘ મુસલ્લા (મુસલમાન) થઇ ગયો છે. મારતાં-મારતાં પગરખું માના હાથમાંથી છૂટી જતું તો ઉઠાવી પાછું આપતા. લોકો હેરાન રહી ગયા, પૂછયું : હુઝૂર ! આ ઓરત કોણ છે ? ફરમાવે છે : આ તે જ મા છે, જેના પગો તળે હઝરત મુહમ્મદ (ﷺ)એ જન્નત બતાવી છે. અમ્માજી મારતાં રહયાં અને આપે ઉફ પણ ન કરી.

# અમ્મી એવું ના કહો

હઝરત અબૂ હુરૈરહ (રદિ.)નાં વાલિદહ માજિદહ જવાનીમાં વિધવા થઇ ગયાં હતાં. બચ્ચાના ઉછેર માટે કઠણ મંઝિલોથી ગુજર્યાં, પણ નિકાહ ન કર્યા. અબૂ હુરૈરહ (રદિ.) તે સમયથી માની ઇઝઝત અને અદબ કરતા હતા. હઝરત અબૂ હુરૈરહ (રદિ.) ઈમાન લઇ આવ્યા; પરંતુ આપની વાલિદહ ઈમાન ન લાવ્યા. આપ ઈસ્લામની દાવત પેશ કરતા રહયા અને તેઓ ઇનકાર કરતાં. એક દિવસ હુઝૂર (ﷺ)ની શાને અકદસમાં અયોગ્ય શબ્દો કહી આપ્યા. હઝરત અબૂ હૂરૈરહ (રદિ.) ને સખત દુઃખ થયું. આપ (રદિ.) રડતાં-રડતાં હુઝૂર (ﷺ)ની બારગાહમાં પહોંચ્યા અને પૂરો બનાવ સંભળાવ્યો, અરજ કરી : યા રસૂલલ્લાહ (ﷺ) ! મારાં અમ્માજીના હકમાં દુઆ ફરમાવો, તેઓ મુસલમાન થઇ જાય. હુઝૂર (ﷺ)એ દુઆ ફરમાવી, યા અલ્લાહુ તઆલા ! અબૂ હુરૈરહ (રદિ.) નાં વાલીદહને હિદાયત અતા ફરમાવ.

આપ (રદિ.) ખુશી-ખુશી પાછા ફર્યા અને ઘરે પહોંચી જોયું, દરવાજો બંધ છે અને વાલિદહ ગુસલ કરી રહયાં છે. ગુસલ પછી દરવાજો ખોલ્યો અને ફરમાવ્યું : હે અલ્લાહ તઆલા ! સાક્ષી રહો ''હું અલ્લાહ તઆલા અને રસૂલુલ્લાહ (ﷺ) પર સાચા દિલથી ઈમાન લાવું છું'' હઝરત અબૂ હૂરૈરહ (રદિ.)ની આંખોમાંથી ખુશીના આંસુ છલકાયા. તે જ પગોએ પાછા ફરી હુઝૂર (ﷺ) ને ખુશખબરી સંભળાવી કે મારાં વાલિદહ મુસલમાન થઇ ગયાં. હુઝૂર (ﷺ) પણ ઘણા ખુશ થયા. હઝરત અબૂ હુરૈરહ (રદિ.) જયારે પણ ઘરે જતાં માને સલામ કરતા, માનો ઘણો ખ્યાલ રાખતા, માની એકલતાના સબબ એકલા હજ કરવા ન જતા. એક વખત ભૂખથી કમજોર થઇ ગયા અને બીજા અસ્હાબે સુફ્ફહ સાથે નબીએ કરીમ (ﷺ) ની સેવામાં પહોંચ્યા. હુઝૂર (ﷺ)એ વ્યકિત દીઠ બે-બે ખજૂર આપી ફરમાવ્યું : આ ખાવ અને પાણી પીવો, આજના માટે પૂરતું છે. હઝરત અબૂ હુરૈરહ (રદિ.)એ એક ખાધી.... અને બીજી સંતાડી દીધી.... હુઝૂર (ﷺ) એ જોઇ લીધું. પૂછયું : આ શા માટે રાખી છે ? અરજ કરી : યા રસૂલલ્લાહ (ﷺ) ! મારાં અમ્માજી પણ આજે ભૂખ્યાં છે, આ તેમને આપીશ. અલ્લાહ તઆલાએ હઝરત અબૂ હૂરૈરહ (રદિ.)ને માની સેવાચાકરીના સદકામાં કેટલો ઊંચો દરજજો આપ્યો છે. સૌથી વધુ પ્રમાણમાં અહાદીસ આપ (રદિ.) થી રિવાયત થયેલ છે.

ઇમામ બુખારી (રહ.)એ ''અલ-અદબુલ મુફરદ'માં નકલ કર્યું છે કે, હઝરત અબૂહુરૈરહ (રદિ.) એક ઘરમાં રહેતા હતા અને તેમનાં અમ્માજી બીજા ઘરમાં રહેતાં હતાં. હઝરત અબૂ હુરૈરહ (રદિ.) જયારે પોતાના ઘરથી નીકળી કંઇ જવાનું ઇચ્છતા તો અમ્માજીના દરવાજા પર ઊભા રહી કહેતા હતા : અમ્મી જાન ! આપ પર સલામ થાય અને અલ્લાહ તઆલાની રહમત અને તેની બરકતો નાઝિલ થાય.

તેઓ જવાબમાં ફરમાવતાં : મારા દીકરા ! તુજ પર સલામ થાય અને અલ્લાહ તઆલાની રહમત અને તેની બરકતો નાઝિલ થાય. ત્યાર પછી હઝરત અબૂ હુરૈરહ (રદિ.) અરજ કરતા : અલ્લાહ તઆલાની રહમત થાય, જેમકે આપે મુજ જેવાને પાળવ્યો.

તેઓ જવાબમાં ફરમાવતાં : તમારા પર અલ્લાહ તઆલા આવી જ રીતે રહમત ફરમાવે, જેમકે તમે મોટા થઇ મારી સાથે સારો વર્તાવ કર્યો.
(બિર્રુલ વાલિદયૂનિ લિ ઇબ્નિલ જવ્ઝી : ૫૩, વાલિદૈન કી કદર કીજિએ : ૧૩૨, ૧૩૩)

## હઝરત ઉવૈસ કરની (રહ.) અને મા

શરીર કમજોર, ઘઉંવર્ણ, ઘેરી દાઢી, દરમિયાની કદ, કાળી આંખો, વેર વિખેર વાળ, ડાબી હથેળી પર એક દિરહમ બરાબર ડાઘ, પોશાક ઊંટના વાળોની કામળી અને પાયજામો, આ છે રૂપ એ આશિકે મુસ્તફા (ﷺ)નું જે યમનના એક નગરમાં અબ્દુલ્લાહના ત્યાં પેદા થયા અને બચપણમાં યતીમ થઇ ગયા.

લોકો તેમને ખ્વાજા ઉવૈસ કરનીના નામથી યાદ કરે છે. કેવળ માની સેવાના કારણસર હુઝૂર(ﷺ)ના જાહેરી રીતે દીદાર ન કરી શકયા. એક વખત ગયા, માનો આદેશ હતો કે મળી જાય તો ઠીક ! નહિ તો પાછા આવજો. હુઝૂર (ﷺ) કયાંક ગયા હતા, આપ પાછા ચાલ્યા આવ્યા... માની સેવામાં જ જિંદગી વિતાવી. જાતે રોઝહની હાલતમાં રહેતા, પરંતુ મા માટે ઊંટ ચરાવી જે વળતર મળતું તે માને આપતા અને જે દિવસે ઊંટ ચરાવવાનું કામ ન મળતું તો રસ્તામાં પડેલી ખજૂરના ઠળિયાઓ વીણી અને તેને વેચી ખજૂરો ખરીદતા. થોડી ઇફ્તારી માટે રાખી મૂકતા અને બાકી માની ખિદમતમાં પેશ કરતાં. આપનાં વાલિદહ અશકત હતાં. આપ તેમને થોડીક વાર માટે પણ એકલા છોડી શકતા ન હતા.

આ જ કારણે તેઓ ''સહાબી'' હોવાની લાયકાત હાસિલ ન કરી શકયા અને બીજીવાર જયારે મદીના શરીફ આવ્યા તો હુઝૂર (ﷺ)નો વિસાલ (વફાત) થઇ ચૂકયો હતો. માની સેવાચાકરીનું ઇનામ મળ્યું કે હઝરત ઉમર (રદિ.) રિવાયત કરનાર છે, હુઝૂર (ﷺ)એ ફરમાવ્યું : તમારી પાસે યમનથી એક વ્યકિત આવશે. તેમનું નામ ઉવૈસ હશે. યમનમાં તેમની મા સિવાય કોઇ નહિ હોય. તેમને સફેદ કોઢની બીમારી હતી. તેમણે અલ્લાહ તઆલાથી દુઆ કરી તો અલ્લાહ તઆલાએ એક દિરહમ યા દીનાર જેટલો સફેદ ડાઘ સિવાય બાકીના ડાઘ મિટાવી દીધા. તમારામાં જે માણસની મુલાકાત થાય તો તે તેમનાથી પોતાની મગ્ફિરતની દુઆ કરાવે. (મિશ્કાત શરીફ : ૫૮)

કેટલો ઊંચો દરજ્જો છે માની ખિદમત કરવામાં કે હુઝૂર (ﷺ) સહાબાને જાતે ફરમાવે છે : તેઓ માની ખિદમત કરે છે. જયારે મળે તો દુઆ કરાવજો.

## લઅલ શેહબાઝ કલંદરની માનો અદબ

રજબ મહિનામાં ૫૩૮ હિજરી લઅલ શેહબાઝ કલંદર સિંધમાં જન્મ્યા. પઢવાના લાયક થયા તો માએ ગામની મસ્જિદમાં દાખલ કર્યા. સાત વર્ષની ઉંમરમાં કુર્આન શરીફ હિફ્ઝ કર્યુ... જેટલું ત્યાં પઢવાનું હતું પઢયા, વધુ તાલીમ માટે દૂર જવાનું હતું; પરંતુ માની મુહબ્બત આડમાં આવી જતી અને વિચારતા, હું ચાલ્યો ગયો તો માની ખિદમત કોણ કરશે ? માને પણ બેટાની જુદાઇ પસંદ ન હતી. બસ, આપ માની ખિદમતમાં લાગેલા રહયા. અઢાર વર્ષના થયા તો પિતાનો ઇન્તિકાલ થયો, હવે સંપૂર્ણ રીતે મા પાસે જ રહેતા. વીસ વર્ષની ઉંમરમાં અમ્માજી પણ ચાલ્યાં ગયાં. આપે ઘણું દુઃખ વ્યકત કર્યુ..... દરેક વખતે માના ગમમાં રડતાં અને દુઆ કરતા : હે અલ્લાહ ! મને સબ્ર આપ.

## દનમાં મુફતી સા'બ. રાતમાં વાલિદહના ખાદિમ

હઝરત મુફતી મુહમ્મદ શફીઅ સાહબ (રહ.)આપણા પૂર્વજોમાંથી છે. હઝરત મુફતી સાહેબ (રહ.)ના દીની કારનામાઓમાં એક રોશન કારનામું (સિદ્ધિ) આઠ ભાગો પર સમાવિષ્ટ તેમની તફસીર ''મઆરિફુલ કુર્આન'' છે.

હઝરત મુફતી મુહમ્મદ રફીઅ સાહેબ (દા.બ.)જેઓ હઝરત મુફતી મુહમ્મદ શફીઅ સાહેબ (રહ.)ના દીકરા છે. ''ઇસ્લાહી તકરીરેં''નામી કિતાબમાં પોતાના વાલિદનો એક બનાવ રજૂ કરે છે :

અમારા દાદી મર્હૂમહ જેમનો મઝાર દારુલ ઉલૂમના જ કબ્રસ્તાનમાં છે અને તેમણે લગભગ એકસો સાલની ઉંમરે વફાત પામી. હઝરત ગંગોહી (રહ.)થી બયઅત હતાં અને હાલત એ હતી કે દરેક શ્વાસે અલ્લાહ, અલ્લાહનો ઝિક્ર નીકળતો, જો કે અભણ હતાં. ત્યાં સુધી કે સુદ્ધા કુર્આને મજીદનું નાઝિરહ પણ ન પઢયું હતું, પરંતુ હઝરત ગંગોહી (રહ.)થી બયઅત હોવાની બરકત હતી કે જિંદગીમાં એટલો ઝિક્ર કરતાં હતાં કે, બદન કમજોર હોવાના કારણે અમે તેમની નસોને જોતા હતા કે તેમનાં દરેક શ્વાસથી અલ્લાહ તઆલાનું નામ નીકળતું હતું અને સૂતાં-સૂતાં પણ આ જ હાલત હતી. તેમનો અવાજ કાયદેસર સાંભળતા હતા.

અમે લોકો ભેગા રહેતાં હતા તો વધુ પડતું જોવામાં આવ્યું કે, અચાનક રાત્રે સૂતાં-સૂતાં આંખ ખુલી જતી અને દાદીના રૂમમાં લાઇટ ચાલુ જોતા તો ત્યાં જઇને જોતા કે, પાકિસ્તાનના મુફ્તીએ આ'ઝમ અને ફકીહે મિલ્લત બેસી પોતાનાં વાલિદહના પગ દાબી રહયા છે.

દિ'ભર તદરીસ (અધ્યાપન), ફતાવા, લેખન પ્રવૃત્તિની મશગૂલી છે અને રાતે પગ દાબી રહયા છે અને કદાપિ અમને ન કહયું કે દાદીના પગ દબાવો, ન અમારા માને કહયું કે પોતાની સાસુના પગ દબાવો, બલકે ફરમાવતા હતા : આ મારાં અમ્માજી છે, એટલા માટે જિમ્મેદારી પણ મારી છે. આ રીતે જીવનભર પોતાના વાલિદહની ખિદમત કરી.

આવી ખિદમત કરવા છતાં પણ પોતાની અંતિમ ઉંમરમાં એક વખત ફરમાવવા લાગ્યા : અલ્હમ્દુ લિલ્લાહ ! અલ્લાહ તઆલાએ મુજ પર એટલા એહસાનો કર્યા છે કે તેનો શુક્રિયહ પણ અદા કરી શકતો નથી. હું દુનિયાથી કોઇ હસરત લઇ જતો નથી, અલ્લાહ તઆલાએ મારી બધી જરૂરતો અને ઇચ્છાઓ પૂરી ફરમાવી, પરંતુ કેવળ એક હસરત લઇ જાઉં છું. તે હસરત એવી છે કે મારી સાથે કબર સુધી જશે. (આ વાત કહેતી વખતે તેમના ચહેરા પર અત્યંત ગમની અસરો પ્રગટ હતી) અમે ઘણાં ધ્યાનથી સાંભળવા લાગ્યા, ફરમાવ્યું :

જયારે મારાં વાલિદહ અંતિમ ઘડીઓમાં હતાં. તે સમયે મેં તેમની ખિદમત માટે તમામ શકય સુવિધાઓ કરી હતી, જાતે પણ દિવસમાં વારંવાર હાજર થઇ

પોતાના હાથો વડે સેવા કરતો, ઇલાજ-મુઆલજહની સંપૂર્ણ વ્યવસ્થા કરી હતી. તેમનો એક નવાસો જેને તેમણે પાળવ્યો હતો અને જેનાથી બેપનાહ મુહબ્બત હતી, તેને છુટ્ટી અપાવી મેં ખિદમતમાં નકકી કર્યો હતો. તેમની પૌત્રી (અર્થાત્ અમારી બહેન) લાહોરમાં હતી, તેમની લાડલી હતી, મેં તેને લાહોરથી બોલાવી ખિદમત માટે નકકી કરી.

ભલે મેં આ બધી સુવિધાઓ કરી, પરંતુ મારા વાલિદહની ઇચ્છા હતી કે શફીઅ મારા પલંગની પટ્ટીથી લાગી બેસી રહે, કેમકે હું તેમનો એક જ દીકરો હતો. હું વિચારતો હતો કે મારા જિમ્મે ફતાવાનું કામ છે, દારુલ ઉલૂમની દેખરેખની જવાબદારી પણ છે, મુલ્કો-મિલ્લતના પણ ઘણાં કામ અંજામ આપી રહયો છું, તફસીર ''મઆરિફુલ કુર્આન'' પણ ચાલુ છે, આ દીનના મહત્ત્વનાં કામો છે. એટલા માટે સમજતો હતો કે હું મજબૂર છું, પરંતુ કાશ ! મારા બધા કામોને આગ ચાંપતો અને પોતાનાં વાલિદહના પલંગની પટ્ટીથી લાગી બેસી રહેતો.

હઝરત મુફતી મુહમ્મદ રફીઅ સાહેબ (દા.બ.)ફરમાવે છે : આ તે વ્યકિતની સોચ છે જેમની ફકાહત (મૌલિક બુદ્ધિશકિત)ને દુનિયાએ માની અને હિન્દુસ્તાન વ પાકિસ્તાનના ઉલમાએ તેમને ''મુફતીએ આ'ઝમ પાકિસ્તાન''નું ઉપનામ આપ્યું. (ઇસ્લાહી તકરીરેં : ૪/૧૨૩)-અનુવાદક



# કંઈક મારાં અમ્માજી વિશે

આમ તો મારો જન્મ બાલાકોટની એકે પહાડી પર થયો. જે મારા પિતૃપક્ષનું ગામ છે. અલ્લાહ તઆલાએ રોજી સરાએ આલમગીરમાં લખી હતી. જયાં પચીસ વર્ષથી નિવાસી છું. શાહી મસ્જિદમાં તકરીરના દરમિયાન આ નિત્યક્રમ હતો કે ઈદના બીજા દિવસે માની મુલાકાત માટે બાલાકોટ જતો હતો, કારણકે ઈદની નમાઝ પઢાવવાની ઝિમ્મેદારી મારી હતી. નિત્યક્રમ મુજબ જયારે ઘરે પહોંચી દાખલ થયો તો મા આવકાર આપવાની જગાએ સીવેલી બે સફેદ ચાદરોમાં વસ્ત્ર કિબ્લા રુખ પલંગ પર સૂતેલાં પોતાના હકીકી પેદા કરનારની પાસે જવાની તૈયારીમાં હતાં અને અમુક ઘડીઓ પછી તે ઘરને છોડનાર હતાં, જયાં તેમણે પંચાવન વર્ષ વિતાવ્યા હતાં. આજે પણ તે દ્દશ્ય આંખો સમક્ષ આવે છે તો આંખમાંથી બેધડક આંસું છલકાય જાય છે; પરંતુ રોવું તો બીક લાગે છે કે તેમની રૂહને તકલીફ પહોંચશે અને નિયંત્રણ કરું તો નિયંત્રણ પણ મુશ્કેલ છે.

પિતાના મોત પર માએ ભાઇ અને સાત બહેનોને ઉપદેશ આપ્યો કે પોતાના પિતાના જનાઝહ પર રુદન ના કરજો, તેમની રૂહને તકલીફ પહોંચશે. આજ વાતને નજર સામે રાખી મેં પાછલાં બે વર્ષમાં મુહતરમ વાલિદ, મુહતરમા વાલિદહ અને પોતાના લખ્તે જિગરને જાતે કબરમાં ઉતાર્યાં અને પ્રયાસ કર્યો કે, આહ ન નીકળે.

અલ્લાહ તઆલાએ વાલિદહને બે દીકરા અને આઠ દીકરીઓ અતા કરી હતી. એક બેટી સાત વર્ષની ઉંમરમાં પોતાના રબની પાસે ચાલી ગઇ, બાકી તમામને પોતાની રૂબરૂ નિકાહ કરાવી જાતે આલમે બકા (આખિરત) તરફ કૂચ કરી ગયા. ઈદ અગાઉ અમ્મી માટે રકમ રવાના કરી હતી. તેમાંથી અમુક રકમ ખર્ચ કરી અને બચેલ રકમ અલમારીમાં રાખી મૂકી. જે બાદમાં તેમના નામે ખૈરાત કરી દેવામાં આવી. આ રકમ એવા લોકોને આપવામાં આવી, જે લોકોને પોતાની જિંદગીમાં વાલિદહ મારા હાથો વડે અપાવતા હતાં અને વસિય્યત પણ કરી હતી કે, બેટા ! જયારે પણ મર્યા પછી ગામમાં આવો તો તેમને જરૂર કંઇક ને કંઇક આપજો. આજે પણ જયારે તે લોકો સામે આવે છે તો તુરંત વાલિદહની આજ્ઞાનું પાલન કરવાનું દિલ ચાહે છે. આ વખતે ગામમાં જવાનું થયું તો તેમાંની એક વ્યકિત પોતાના હકીકી પેદા કરનાર પાસે પહોંચી ચૂકયો હતો. સમજો કે હું

માના હુકમથી મજબૂર થઇ ચૂકયો હતો. કદાચ આ જ કારણ હતું કે ગત વર્ષે જયારે બયતુલ્લાહ શરીફ જવાનું થયું તો ત્યાં મા-બાપના વતી તવાફ કર્યા બાદ બાબે અબ્દુલ અઝીઝ પાસે થાંભલાનો ટેકો લગાવી બેઠો વઝાઇફમાં લીન હતો કે, અચાનક ઊંઘ આવી ગઇ અને માની ઝિયારત થઇ. ત્યાં જ હુકમ સંભળાવ્યો, બેટા ! પોતાની બહેનોનો ખ્યાલ રાખજો.

તેમની મનપસંદ વાનગીઓમાં મકકાઇની રોટી અને ચટણી રહેતી હતી. કદાપિ મુરગ્ગન (ઘીમાં પકાવેલી) વાનગીઓ ન ખાધી, ના તેના માટે માલી તાકાત હતી. શરૂથી અંત સુધી ઘરમાં દૂધ માટે ગાય, બકરી, ભેંસ મોજૂદ હતી. તેમ છતાં કયારેય ઘી ના વાપર્યુ. છાશ શોખથી વાપરતાં. પોતાના પ્રદેશમાં કોઇ જગાએ મરણની ખબર મળતી, તુરંત પહોંચી જવાનો નિત્યક્રમ હતો. ઓછામાં-ઓછા પંદર-વીસ કિલોમીટર પહાડી પ્રદેશનો સફર ખેડતાં હતાં. વફાતથી બે મહિના અગાઉ કમજોરી હોવા છતાં પોતાની બે બેટીઓ અને અમુક મહોલ્લાની ઓરતો સાથે એક લાંબી સફર કરી, વાપસી પર મેં હમદર્દીમાં ચાલવા-ફરવાની મનાઇ કરી તો નારાજ થઇ ગયાં. આ જ તેમની અઠયાવીશ વર્ષમાં પહેલી અને અંતિમ નારાજી હતી. અમુક કલાકો બાદ માફ કરી આપ્યો અને અમુક વસિય્યતો પછી મામલો સુરક્ષિત થઇ ગયો. માની આજુબાજુ સગાં-સંબંધીઓમાં કેટલી લોકપ્રિયતા હતી આ વસ્તુનો અંદાજો તેમના જનાઝહ પર થયો કે, લગભગ અમારા પ્રદેશનો સૌથી મોટો ઐતિહાસિક જનાઝહ હતો.

(જમીલ અહમદ બાલાકોટી, ૧૪૧૫ હિ.)

## પ્રોફેસર અફઝલ અલવી લખે છે...

મને ગર્વ છે અને ઉચિત રીતે મેં એવી મહાન માની ગોદમાં ઉછેર પામ્યો, જેમને તે સમયે શબે કદ્રની ઝિયારત નસીબ થઇ, જયારે હું દૂધ પીનારી દુનિયામાં તેમની ગોદમાં હતો. માની રિવાયત મુજબ તે સમયે તેમની સામે બધા ઝાડો સિજદહમાં પડી ગયા હતા અને ચારેય બાજુથી અનવારની વર્ષા થવા લાગી હતી; પરંતુ હવે એવી માઓ કયાં ? અને આવી અલ્લાહવાળીઓ, મસ્તાનિઓ કયાં ? બસ, રહયું નામ અલ્લાહ તઆલાનું.....

## ફરીદહ અશ્ફાક લખે છે...

હું આજે જે કંઇ પણ છું આ તે વ્યકિતત્વની જ સખાવત છે, જેમણે જિંદગીના પહોળા અને વિશાળ માર્ગ પર આંગળી પકડી ચાલવાનું શિખવાડયું.

ઉછેરનો હક અદા કરવા ઉપરાંત, સારી તાલીમ અને બહેતર જિંદગીની ખુશહાલી, સમુદ્ધિ જ અર્પણ ન કરી, બલકે નેકી-બુરાઇના તમામ અંદાજાઓની ઓળખાણ અતા કરી; પરંતુ જયારે પોતાના રોપેલા કોમળ છોડને ખડતલ ઝાડ બનતા જોઇ સંપન્નતા હાસિલ કરવાનો અને પોતાની મહેનત, પરિશ્રમનું ફળ ખાવાનો સમય આવ્યો તો તેઓ અમારા બધાથી મુખ ફેરવી પોતાની આખિરતની મંઝિલની દિશા તરફ રવાના થઇ ગયાં અને જયારે આ અઝીઝો-મુહતરમ અમારો છાંયડો, અમારી સલામતી છીનવાઇ ત્યારે બેફામ જમાનાની સખત ધૂપછાંવની ખબર થઇ કે માથી વધીને આ જગતમાં કોઇ છાપરા માફક છાયો નથી, એથી વધી સંપૂર્ણ અને સાચો કોઇ સંબંધ નથી, એથી વધી ભરોસાપાત્ર કોઇ નાતો નથી. દુનિયાના સર્જનહારે માને જન્મનો આધાર અને આશરો બનાવી, જે ઉચ્ચતમ અફઝલ મુકામ (પદ) પર નિયુકત કરી દીધા છે, એથી વધી ઓરતની ઇઝઝતો - આબરૂ અને પ્રતિષ્ઠાનો બીજો પુરાવો કયો હશે ?

તે વ્યકિતત્વ જે અલ્લાહ તઆલા અને રસૂલ (ﷺ) બાદ સૌથી પ્રિય, સૌથી નજીક અને સૌથી મુહતરમ અને ભરોસાપાત્ર ઠેરવી, જેમનાં પગો તળે જન્નતની ખુશખબરી આપવામાં આવી. જેની કૂખથી જન્મ લીધો, જેના ખોળામાં ઉછેર પામ્યો, શું આ શબ્દો તેમનો હક અદા કરી શકશે ? નિઃશંક, જાહેર કરવા માટે આ શબ્દો છે; પરંતુ અનુભૂતિની આકૃતિ પામી શકતા નથી, તો પણ જો દુનિયામાં મુહબ્બત, સબ્ર અને ત્યાગને ગૂંદી અને મસળી કોઇ ચીજ તૈયાર કરી શકાય છે. તો તે અમારાં અમ્માજી છે.

## મર્હૂમહ માની યાદમાં

કદાચ મા, મા બનતાં જ એક મરકઝી તાકાત પ્રાપ્ત કરી લે છે.... એક લોહચુંબકીય તાકાત.... જે અહીંતહીં દરેક બાજુથી નાતાને ખેંચતી અદ્રશ્ય સર્કલથી ગતિમાન રાખે છે. માની ઊણપથી મોટી ઊપણ થઇ જાય છે. બધું જ હોવા છતાં એમ અનુભવાય છે જેમ કે કંઇ રાખી ભૂલી ગઇ હોય અથવા કોઇ મહત્ત્વપૂર્ણ વસ્તુ ગુમ થઇ ગઇ હોય. દિમાગમાં દરેક પળે તેમની તલાશ જાગે છે, જેમકે નિત્યક્રમના બધાં કાર્યો થઇ ગયાં હોય અને સૌથી જરૂરી કાર્ય દિમાગથી નીકળી ગયું હોય અને ઘણું મોડું યાદ આવ્યું. આવા અફસોસની પરિસ્થિતિ, આવી ઊણી અને અધૂરી જિંદગી... બિન હેતુ, બિન આધાર... પગો છોલાયેલી, બેકાર... બેકાર...

## હઝરત મવ. અસ્લમ શૈખુપુરી સા. લખે છે

એક મા છે, આમ સીધી સાદી મા, બુરખાવાળી, વફાદાર, શિષ્ટાચારી, હયાવાળી, જાન ન્યોછાવર કરનાર મા, ત્યજી દેનારી, ઇબાદત ગુઝાર મા.

અલ્લાહ તઆલાએ તેમને બે બાળકો આપ્યાં અને પરત લઇ લીધાં. તે કાદિર છે. મુખ્તારે કુલ છે. પછી અલ્લાહ તઆલાએ તેમને ત્રીજું બાળક આપ્યું. મા ખુશીના માર્યા ફૂલા સમાતા ન હતાં. મા તો વળી મા હોય છે. તેમની રાતો પુરનૂર થઇ ગઇ. તેમના દિવસો ખુશ ખુશાલ થઇ ગયા; પરંતુ બચ્ચું અઢી વર્ષનું થયું તો લકવાના હુમલાથી તેના પગો લકવા મારી ગયા. તે હલન-ચલનના લાયક ન રહયું. મા પર કોઇ ગમ તૂટી પડયો; પરંતુ તેમણે સબ્ર કરી અને મમતાએ દામન અલ્લાહ તઆલા સમક્ષ ફેલાવી અરજ કરી : હે મારા મૌલા ! હું તારી ખુશ્નૂદીથી સંમત છું.

બાળકે રાતની એકલતામાં, સવારના તડકામાં વારંવાર હકીકી માલિકના સામે હાથ ઉઠાવી તેની સામે અપીલ કરતા જોયાં, પછી માની દુઆઓ રંગ લાવી. અભણતા અને દીનના રણ પ્રદેશમાં પેદા થનાર બાળક તમામ મજબૂરીઓ અને રુકાવટો છતાં ઇલ્મના ઊંડા દરિયાથી ઊણપીય મીઠાશમાં કામિયાબ થઇ ગયું.

## મુહબ્બતની શિલા

માના અસ્તિત્વથી જેટલો પણ પ્યાર કરો ઓછો છે. માની મુહબ્બત શિલાથી વધુ મજબૂત અને ફૂલથી વધુ સુંદર છે. જેણે માના અસ્તિત્વને દુનિયામાં મહત્ત્વ ન આપ્યું તે કદાપિ દુનિયામાં ઇઝઝત પામી શકતો નથી. જેની મા નથી કમનસીબ શખ્સ છે અને જેણે મા હોવા છતાં તેમના અસ્તિત્વનો અનુભવ ન કર્યો તે દોઝખી છે. ગુલાબ જેવી સુંગધ, ચૌદમી જેવી ચાંદની, ફરિશ્તાઓ જેવી માસૂમ, સચ્ચાઇની પ્રતિમા, અસીમ મુહબ્બત – આ તમામ ઉર્ફો (ઉપનામો) એકઠા થઇ જાય તો એક પવિત્ર શબ્દ બની જાય છે. ''મા''

## માનું હિત

જો મને પૂરી દુનિયાનો શહેનશાહ નકકી કરી દેવામાં આવે, મારા નિવાસસ્થાન માટે વ્હાઇટ હાઉસથી ઉચ્ચતમ, શાનદાર મહેલ બનાવવામાં આવે, દુનિયાની સર્વોતમ ગાડીઓ, હેલીકૉપ્ટર મારા કબજામાં હોય, મારા દસ્તરખાન પર ભાત-ભાતની વાનગીઓ ગોઠવેલી હોય, પહેરવા માટે દુનિયા ભરના કપડાં

ઉપલબ્ધ હોય, મારી ખિદમત માટે સેંકડો નોકરાણીઓ નિયુકત કરી લેવામાં આવે, પરંતુ મારે ફકત અને ફકત માની નિકટતા (સાંનિધ્ય) થી વંચિત રહેવું પડે, ત્યારે હું આટલી ઊંચી-ઊંચી નેઅમતોને બાજુ પર મૂકી માના દિવ્ય ખોળામાં આશરો લેવાનું પસંદ કરું. (ગગન શાહિદ)

## માનો સંબંધ

કોઈપણ નાતો અને સંબંધ બદન પર પહેરેલા વસ્ત્ર સમાન હોય છે. વસ્ત્ર શરીરથી અલગ કરી શકાય છે; પરંતુ એક એવો સંબંધ છે, જેના વગર કોઈપણ વ્યકિત સંપૂર્ણપણે ખુશી પ્રાપ્ત કરી શકતી નથી. પ્રાણથી સંબંધિત સંબંધ કયારેક ઘણો પ્યારો થઈ જાય છે. કયારેક દિલમાં ઊતરી જાય છે; પરંતુ એક સંબંધ એવો છે કે જે કદાપિ પોતાની હિંમત ગુમાવતો નથી. આ મહાન સંબંધ માત્ર ને માત્ર માનો છે.

## માનું બીજું નામ

માનું બીજું નામ મુહબ્બત છે, તે મુહબ્બત જે મા પોતાનાં બાળકો પર ન્યોછાવર કરે છે. મા ફૂલની જેમ પ્યાર કરે છે. માનો પ્યાર દુનિયાની સૌથી ઊંચી દોલત છે. મા અલ્લાહ તઆલાનો બહેતરીન (સર્વોત્તમ) તોહફો છે. મા પોતાની અવલાદના બધાં જ દુઃખો છાતીમાં સમાવી લે છે અને તેમને ખુશીઓ અર્પણ કરે છે. માનું દરેક રૂપ ખૂબ આકર્ષક અને સુંદર હોય છે. માના મુખ પર હંમેશા મુહબ્બત રહે છે. મા કોઈથી નફરત (ધિકકાર) કરતાં નથી. માની મુહબ્બત સમંદરની જેમ વિશાળ હોય છે. માના પગો તળે જન્નત છે. મા મહાન છે. મા પોતાનાં બાળકોને સંસ્કાર શિખવાડે છે અને બાપ તાલીમ અપાવે છે. માથી મુહબ્બત કરવી અલ્લાહ તઆલાથી મુહબ્બત કરવા સમાન છે. માના પ્યારમાં એટલી તાકાત છે કે તે ભટકેલા ઇન્સાનને સીધા માર્ગ પર લગાવી શકે છે. જેવી રીતે બગીચામાં ગુલાબનું ફૂલ ના હોય તો બગીચો સુંદર લાગતો નથી, એવી જ રીતે જે ઘરમાં મા ના હોય તો તે ઘર ઘર લાગતું નથી.

## માની રચના

અલ્લાહ તઆલાએ ચાંદથી તેમની સુંદરતા, ફૂલની પાંખડીથી તેમની કોમળતા, બુલબુલથી તેમનો મધુર અવાજ, પાયલથી તેમની રણકાર, બાગોથી તેમની શોભા, મોરથી તેમની ચાલ, કુદરતથી તેમનો પ્યાર, નદીઓથી તેમનો સંતોષ, પાણીની લહેરોથી તેમની તેજી, ધોધથી તેમનો મધુર કંઠ, સૂરજથી તેમની

ગરમી, ફરિશ્તાઓથી તેમની મુહબ્બત, સિતારાઓથી તેમની ઠંડક, ચમનથી તેમની મહેક, પર્વતોથી તેમની સખતી, આકાશથી તેમનો છાંયો, કાંટાઓથી તેમનાં ફૂલ, સમંદરથી તેમની વિશાળતા, હીરાથી તેમની ચમક, મેઘધનુષથી તેમનો રંગ, ઋતુઓથી તેમનો બદલાવ, તલવારથી તેમની કાપ, વાદળોથી તેમની ગર્જના અને વરસાદથી તેમનો મધુર સ્વર લઇ આ તમામ વસ્તુઓને જયારે પરોપકારીના ખલમાં નાંખી પ્યાર અને મુહબ્બતના પાયા વડે ગૂંદી જે સંમિશ્રિત વસ્તુ હાસિલ થઇ અને તેને રચનાની મંઝિલોથી ગુજારી. આમ, માની પરિપૂર્ણતા અને પૂર્ણાહૂતિ થઇ.

## ભાવનાઓ તમામ પ્યારની

દુનિયામાં હોશ સંભાળતા જે અસ્તિત્વને પોતાની બાજુ કેન્દ્રિત પામ્યું તે માનું હતું. કેટલો સુંદર શબ્દ છે, જેનું નામ લેતા જ એક જતનની લાગણી ઉદ્‌ભવે છે. માનું નામ લેવાય છે તો એવું લાગે છે કે ચારેકોર ખુશ્બૂએ વસવાટ કરી લીધો છે. મા દુનિયામાં સુંદરમ ભેટ, બાળકોની ભૂલો પ્રતિ ધ્યાન ન આપનારી જન્નતની નિશાની. માનું નામ લેવાય છે તો એમ અનુભવાય છે કે, એક મજબૂત દીવાલ ચારેય બાજુ ચણી લીધી હોય અને અમને કોઇ ભય અનુભવાતો નથી. મા જ તો છે જે પોતાની અવલાદનું દુઃખદર્દ પોતાનું દુઃખદર્દ સમજે છે. બિલકુલ એમ જ જેમકે પોતાની અવલાદનું નથી, બલકે પોતાનું દુઃખ અને પોતાની તકલીફ હોય. એક ઠંડક ભરેલો છાંયો, એક ઠંડો મધુર ફુવારો, એક આનંદિત ઝરણું, મુહબ્બતના તરસ્યાની એક પ્રતિમા, નિખાલસ અને વફાનો સમંદર, અનુભૂતિની નદી, મા સચ્ચાઇ અને કુરબાનીનું પૂતળું, દુનિયાની અણમોલ ચીજ મા, મહત્તાનો મિનારો મા છે. એટલા માટે માના પગો તળે જન્નત છે. સદભાવ જે હતો મા-બાપના હિસ્સામાં આવી ગયો, ભાવનાઓ તમામ પ્યારની ''મા''માં જઇ વસી.

### મા

*તમે મારી અકકલ અને મારું ધ્યાન અને સ્વપ્ન છો.*
*તમે મારી ગફલત અને મારી હોશિયારી છો.*
*તમે મારી આંખ અને દુરદેશી છો.*
*તમે મારી ભૂખ અને તરસ છો.*
*તમે મારી આંખોની સુંદરતા છો.*
*તમે મારી ગમી અને ખુશી છો.*

## માની ગોદથી લઈ....

માની ગોદથી લઈ તેમના દૂધની અમૃત ધારાઓ લગી અને તેમના મધભર્યા હાલરડાથી પ્યારભરી ધમકીઓ લગી, તેમની એક-એક અદા ત્યાં સુધી કે તેમની કુટિલ (વાંકી) અદા પણ સોંદર્ય છે, એટલા માટે અલ્લાહ તઆલાએ પોતાની મખ્લૂક માટે પોતાની મુહબ્બતને ચોખવટ કરતા જે વ્યકિતનું ઉદાહરણ આપ્યું છે, તે માનું છે. બાપનું નથી. માની મમતા ઈતિહાસમાં અને દરેક નકશામાં છે અને તે ઝૂંપડીઓમાં પણ છે, જેમનો ઉલ્લેખ કોઇ કિતાબમાં નથી.

## પ્રોફેસર અંજુમ સુલ્તાન શેહબાઝ લખે છે...

અલ્લાહ તઆલાએ પોતાની ધરતીના ખલીફાની હિદાયત માટે ઓછા-વધતાં એક લાખ ચોવીસ હજાર (૧,૨૪,૦૦૦) પયગમ્બરો આ દુનિયામાં મોકલ્યા અને તે બધાની તાલીમની ધરી જયાં તવહીદે રબ્બાની (એકેશ્વર) અને ઇન્સાની કામિયાબી હતી ત્યાં તેમણે ચોકકસપણે બંદાઓના હકકોના મુદ્દે માની સેવા અને ફરમાંબરદારીનો પ્રચાર પણ કર્યો. આવી રીતે તૌરાત હોય યા ઝબૂર હોય યા ઇન્જીલ હોય અથવા કુર્આને મુબીન-દરેક આકાશી કિતાબમાં માની મહત્તાની કબૂલાત અને માની સેવાનો હુકમ મોજૂદ છે.

અભણતાના યુગમાં ઓરતથી તેનું સ્થાન અને તેની પવિત્રતા છીનવાઇ ગઇ હતી અને તેને ચલિત (સ્થળાંતરિત) મિલકત સમજી લીધી હતી; પરંતુ જયારે હિરા ગુફાથી ઇસ્લામના નૂરની પ્રકાશની કિરણોએ દિમાગોને ઉજજવળ અને દિલોને જીતવાનું શરૂ કર્યુ તો મસ્તૂરાત (મહિલા) ના સ્થાનની પણ સૂઝ થવા લાગી. આમ તો શરઈ દ્દષ્ટિએ ઓરતનું દરેક રૂપ પતિષ્ઠાવાળું છે. તે બહેન છે તો ભાઇની હમદર્દ અને સહાનુભૂતિ દર્શાવનાર છે. ભાઇને તેના પર માન છે. બેટી છે તો માવતરના દિલનો વસવાટ અને ઘરની પવિત્રતા છે. બીવી છે તો પતિની સહાધ્યાયી, રાહનો સિદ્ધાંત અને જીવનની ભાગીદાર છે. આથી ઊંચું ઓરતનું તે રૂપ છે જેમાં ફરિશ્તાઓની પવિત્રતા છે, હૂરોની પુનિતા, પાકદામની અને શરમો-હયા છે. વ્યાકુળ સમંદરની વિશાળતા, જેની કેળવણીની ગોદમાં ક્રાંતિકારી કોમનું ભરણપોષણ થયું. જે અવલાદના હકમાં મુસ્તજાબુદ્દાવાત છે. જે મુસીબતોમાં અવલાદની ઢાલ છે. તે રૂપ છે માનું રૂપ. ''મા'' એક એવો મનમોહક શબ્દ છે, એવો મનોહર અવાજ છે, જેને જબાનથી ઉચ્ચારતી વખતે અનંત અને અપાર ભાવનાઓની, લાગણીઓની લહેરો હિલોળા લે છે, અને

માનો શબ્દ પોકારનાર ચાહે વૃદ્ધ પણ હોય એવો અનુભવ કરે છે, સમજો કે આજે પણ મમતાના ઠંડા-મીઠા છાંયડાના પાલનપોષણની નીચે અંગૂઠો ચૂસી રહયો છે અને માનું મીઠું હાલરડું તેના કાનોમાં અમૃતજલ છલકાવી રહયું છે.

જો તમે દુનિયાની જીવસૃષ્ટિનું ચિંતનની નજરે અવલોકન કરશો તો હકીકત ખુલશે કે, માનો સંબંધ કોઇ પણ પ્રકાર સાથે કેમ ના હોય તેની અંદર પોતાની અવલાદ વતી પરોપકારીની ભાવનાઓ હોય છે. તમે દરિયાઇ જીવસૃષ્ટિને, જંગલનાં જાનવરોને અને પક્ષીઓને જોઇ લ્યો ! મા જયાં પણ અને જે હાલતમાં પણ હશે તેને પોતાની અવલાદથી એક દરજજે લગાવ હોય છે. ચકલીને જોઇ લ્યો ! દાણાની શોધમાં નીકળે છે અને પોતાનાં માળામાં કલબલ કરતી નન્હે મુન્હે બચ્ચાંઓનાં મોંઢાંમાં દાણાં નાખે છે. પછી આ કેવળ ચકલી પર સ્થગિત નથી, બલકે જે પક્ષીને જોશો તેમાં મમતાની અભિલાષા મોજૂદ હોય છે. કાગડો પોતાનાં બચ્ચાંઓની હિફાઝત માટે ઇન્સાન પર આક્રમણકાર થઇ જાય છે. ગીધ માળા તરફ વધનારની આંખો કાઢી તેને ચક્ષુથી વંચિત કરી આપે છે, ત્યાં સુધી કે શિયાળ જેનું નામ ડરપોકની નિશાની છે તેની માદા પણ પોતાના બચ્ચાંઓની હિફાઝત માટે ઇન્સાનો પર આક્રમણ કરવા તૈયાર થાય છે. સિંહ જે ક્રૂરતાની નિશાની છે તેમાં પોતાનાં બચ્ચાંઓ માટે અનંત મુહબ્બત હોય છે. પછી જરાક હરણોની કલ્પના કરો, જેને નબીએ કરીમ (ﷺ)એ પોતાનાં બચ્ચાંઓને દૂધ પિવડાવવા માટે એક શિકારીના ફાંદામાંથી છુટકારો અપાવ્યો હતો અને તે વફાદાર હરણી પોતાના બચ્ચાંઓને દૂધ પિવડાવ્યા બાદ આવી તો નબીએ કરીમ (ﷺ)એ તેને શિકારી પાસે લઇ મુકિત આપી હતી. પછી તે ઘટનાની કલ્પના કરો, જયારે એક સહાબી (રદિ.) પક્ષીના નન્હે-મુન્હે બચ્ચાંઓને ચાદરમાં નાંખી લઇ આવ્યા, તો તેની માતા બચ્ચાંઓની સાથે આવી ગઇ અને રહમતે દો આલમ(ﷺ) એ તુરંત મુકત કરવાનો હુકમ કર્યો.

આ તો જાનવરોનું ઉદાહરણ છે અને ઇન્સાન જેને અશરફુલ મખ્લૂકાત (સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ઠતમ્ પ્રાણી, માનવ) નો સોનેરી તાજ પહેરાવવામાં આવ્યો છે, તેમની મા અને માની મમતાની કલ્પના કરતાં માની મહત્તાની અનુભૂતિ જરાક તો કરો !

મા દુનિયાનો એક અસીમ સંબંધ છે. માના પગો તળે જન્નત જ હોતી નથી, બલકે મા તો ખુદ જન્નતુલ ફિરદૌસનું પૂતળું હોય છે. મા એક બચ્ચાને જન્મ આપે છે. પછી તેને પૂરા લગનથી ઉછેરે છે. તેના બાળકને જરા પણ તકલીફ થાય છે તો માની આંખ રાતભરમાં એક વખત પણ ઝપકતી નથી. તેના બાળક પર જરા પણ આંચ (ચોટ) આવે તો પ્રતિકારની આગ બની જાય છે. માના નાતાનો સુંદર બદલો પૂરી દુનિયા અને તેની રંગબેરંગીઓ અને રમણીય દશ્યોમાં એક પણ નથી. જગતભરના તમામ મહાન ક્રાંતિકારીએ માની કૂખમાંથી જ જન્મ લીધો છે, ચાહે તે પયગમ્બર હોય યા મહાન કમાન્ડર. દુનિયાના સર્જનહારે પણ માની ફઝીલત ખોલીને બયાન ફરમાવી છે અને માની નાફરમાની પર પોતાના ક્રોધથી સાવચેત કર્યા છે.

## માની મમતાનો અજીબ કિસ્સો

અબ્દુર્રહમાન બિન અબ્બાસ પોતાના વાલિદથી રિવાયત કરે છે, એક અંધારી રાતે હું (અબ્બાસ) હઝરત ઉમર (રદિ.)ના ઘર તરફ ચાલ્યો, જયારે હું અડધા રસ્તે પહોંચ્યો તો મેં એક બદ્દુ ને જોયા, જેણે મારો દામન ખેંચ્યો અને કહયું : હે અબ્બાસ ! મારી સાથે ચાલો....

મેં બદ્દુ ને ધ્યાનથી જોયા તો માલૂમ થયું કે આતો અમીરુલ મુઅમિનીન હઝરત ઉમર (રદિ.) હતા. તેઓએ વેશ બદલ્યો હતો. મેં તેમની તરફ વધી સલામ કર્યા અને કહયું : હે અમીરુલ મુઅમિનીન ! કયાંનો ઈરાદો છે ? હઝરત ઉમર (રદિ.)એ જવાબ આપ્યો : આજે આ અંધારી રાતમાં જરા અરબના કબીલાઓની પરિસ્થિતિ અને ખબરોનું પરીક્ષણ કરવા માંગું છું.

હઝરત ઉમર (રદિ.) આગળ-આગળ અને હું પાછળ-પાછળ.... તેઓ પ્રત્યેક ઘર અને તંબૂના ચકકર કાપી રહયા હતા. ત્યાં સુધી કે પરીક્ષણ લગભગ ખતમ થઇ ગયું અને અમે પાછા ફરવાનો ઈરાદો કર્યો, એટલામાં અમે જોયું કે એક તંબૂ છે. જેમાં એક વૃદ્ધા ઓરત બેસેલાં છે અને તેમની આસપાસ બચ્ચાંઓ પણ બેઠેલાં છે, સામે ચૂલો સળગી રહયો છે અને તેના ઉપર હાંડી મૂકેલી છે, તળે આગ ભડકી રહી છે અને વૃદ્ધા ઓરત છોકરાઓને કહી રહયાં છે : બસ, જરાક વાર છે અને અત્યારે જ ખાવાનું તૈયાર થઇ જશે, પછી ખાવ.

અમે ત્યાં ઘણી વાર સુધી ઊભા રહયા. હઝરત કયારેક વૃદ્ધા ઓરતને ધ્યાનથી નિહાળવા લાગતા અને કયારેક બચ્ચાંઓને, ત્યાં સુધી કે ઘણો વખત વીતી ગયો. મેં તેમને કહયું : હે અમીરુલ મુઅમિનીન ! આપ કેમ થોભી ગયા !

હવે તો તશરીફ લઇ ચાલો !!!

હઝરત ઉમર (રદિ.)એ ફરમાવ્યું : ખુદાના સોગંદ ! અહિંયાથી આગળ ધપું નહિ જયાં સુધી કે બચ્ચાંઓ ખાઇ-પીને ધરાય ન જાય.

અમે થોભી ગયા; પરંતુ ખાવા હજુ સુધી તૈયાર થયું ન હતું અને બચ્ચાંઓ જોર-જોરથી રડી રહયા હતાં અને ચીખો પાડી રહયા હતાં. વૃદ્ધા બરાબર તેઓને દિલાસો આપી રહયા હતાં. બસ, થોડીક વારમાં ખાવાનું તૈયાર થઇ જશે.

હઝરત ઉમર (રદિ.)એ મને કહયું : ચાલો ! આપણે તેમની કને જઇએ. આમ કહી હઝરત ઉમર (રદિ.) તંબૂની અંદર ચાલ્યા ગયા અને હું પણ તેમની સાથે પાછળ-પાછળ ચાલ્યો.

હઝરત ઉમર (રદિ.)એ કહયું : અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહ

હઝરત ઉમર (રદિ.) : આ બાળકો શા માટે રડી રહયાં છે ?

વૃદ્ધા : ભૂખથી અશક્ત થઇને.

હઝરત ઉમર (રદિ.) : હાંડીમાં જે કંઇ છે તે તેઓને શા માટે આપતાં નથી. ?

વૃદ્ધા : હાંડીમાં શું છે ? બસ, અમુક કાંકરીઓ.... શું તેને ખવડાવું ?

હઝરત ઉમર (રદિ.) : આગળ વધીને હાંડી ખોલીને જુએ છે તો શું જુએ છે ? પાણી ઊકળી રહયું છે અને કાંકરીઓ પાકી રહી છે, કહેવા લાગ્યા : અંતે આનો શું અર્થ છે?

વૃદ્ધા : બાળકોને બહેલાવી રહી છું કે હાંડીમાં ખાવા છે તે તૈયાર થઇ જશે ત્યારે ખવડાવી આપીશ. આ રીતે બહેલાવું છું. અંતે બાળકો રડતાં-રડતાં સૂઇ ગયાં.

હઝરત ઉમર (રદિ.) : તમારી આવી પરિસ્થિત કેમ કરીને થઇ ?

વૃદ્ધા : કેમ ન થાય ! ના બાપ, ના ભાઇ, ના પતિ અને ના સગાંઓ... પૂછે કોણ ?

હઝરત ઉમર (રદિ.) : તમે અમીરુલ મુઅમિનીન ઉમર બિન ખત્તાબ (રદિ.)ની સેવામાં પોતાની પરિસ્થિતિને કેમ રજૂ ન કરી ? તેઓ અવશ્ય તમારા માટે બયતુલ માલમાંથી કંઇક નક્કી કરી આપત.

વૃદ્ધા : અલ્લાહ તઆલા ઉમર (રદિ.) ને ઉજાડે, અલ્લાહ તઆલાના સોગંદ ! તેઓએ મુજ પર જુલમ કર્યો છે. તેઓ બોલ્યા : હાકેમની ફરજ છે કે તેઓ પ્રજાની હાલતથી જાણકાર રહે. ખબર નહિ ! બીજા કોણ-કોણ મારી જેમ ગરીબ અને નિરાધાર હશે. તેમની ફરજ છે કે તેવા લોકોની દેખરેખ રાખે અને બયતુલ માલમાંથી તેમના માટે હાજત મુજબ રકમ નક્કી કરે.

હઝરત ઉમર (રદિ.) : વારું, હું આવું છું.
હઝરત અબ્બાસ (રદિ.) : આટલું કહી હઝરત ઉમર (રદિ.) બહાર ગયા અને હું પણ તેમની સાથે ચાલ્યો, રાતનો છેલ્લો ત્રીજો ભાગ હતો, અમે ચાલી રહયા હતા, રસ્તામાં કૂતરાઓ ભોંકી રહયાં હતાં, ત્યાં સુધી કે અમે બયતુલ માલ સુધી પહોંચી ગયા, હઝરત ઉમર (રદિ.)એ ખુદ જ દરવાજો ખોલ્યો અને દાખલ થઇ ગયા, હું પણ તેમની સાથે અંદર ગયો, અંદર પહોંચી હઝરત ઉમર (રદિ.)એ આમતેમ નજર નાંખી, તેઓએ એક ઘણી મોટી આટાની ભરેલી બાચકી ઉઠાવી કહયું : હે અબ્બાસ ! આને મારા ખભા પર મૂકી આપો, મેં હુકમને પૂરો કર્યો.
હઝરત ઉમર (રદિ.) : તમે ઘીનું વાસણ ઉઠાવો.
હઝરત અબ્બાસ (રદિ.) : મેં આ હુકમનું પાલન કર્યું.

હઝરત ઉમર (રદિ.)એ દરવાજો બંધ કર્યો અને ચાલતા થયા. લોટની રજકણો આપની દાઢી, આંખો અને કપાળ પર ચોંટી રહી હતી; પરંતુ આપ (રદિ.) બરાબર ચાલી રહયા હતા, તેઓ ઘણાં થાકી ગયા હતા, કેમ કે અંતર ઘણું લાંબુ હતું. હઝરત અબ્બાસ (રદિ.) : મેં ભાર ઉઠાવવા માટે પોતાની જાતને રજૂ કરી અરજ કરી : હે અમીરુલ મુઅમિનીન ! મારાં મા-બાપ આપ પર કુરબાન, લાવો! ઉઠાવીને ચાલું. હઝરત ઉમર (રદિ.)એ ફરમાવ્યું : અલ્લાહ તઆલાની કસમ ! કિયામતના દિને તમે મારા ગુનાહો અને જુલમનો બોજો ઉઠાવી શકો નહિ, હે અબ્બાસ ! જાણી લ્યો, લોખંડના પહાડ બરાબર બોજો ઉઠાવવો આસાન છે; પરંતુ જુલમનો બોજો ઉઠાવવો ઘણો મુશ્કેલ છે, ચાહેને તે જુલમ નાનો હોય કે મોટો અને ખાસ કરીને વૃદ્ધા જે કાંકરીઓ ઉકાળી પોતાનાં બાળકોને બહેલાવી રહયાં છે. અલ્લાહ તઆલાના નજીક શું આથી વધીને કોઇ મોટો જુલમ હોઈ શકે છે ? હે અબ્બાસ ! જલદી કરો, જલદી ચાલો, એવું ના બને જેમકે વૃદ્ધાએ કહયું અને રડતાં-રડતાં તેઓ પણ સૂઇ ગયાં હોય..

હઝરત ઉમર (રદિ.) વધુ તેજ ચાલવા લાગ્યા, હું બરાબર તેમની સાથે ચાલતો. તેઓ થાકીને ચૂરા થઇ ગયા હતા કે અમે વૃદ્ધાના તંબૂ નજીક પહોંચ્યા. હઝરત ઉમર (રદિ.)એ પોતાના ખભા ઉપરથી લોટની બાચકી ઉતારી અને મેં ઘીનું વાસણ સામે મૂકી દીધું. હઝરત ઉમર (રદિ.) આગળ વધ્યા અને હાંડીમાં જે કંઇ હતું તેને ફેંકી દીધું અને ઘી નાખ્યું, પછી લોટ ગૂંદવા લાગ્યા તો આગ ઓલવાઇ ગઇ હતી. આપ (રદિ.)એ વૃદ્ધાને પૂછયું : શું તમારી પાસે લાકડીઓ છે ?
વૃદ્ધા : હા, બેટા ! ... પેલી રહી....

હઝરત ઉમર (રદિ.) ઊઠયા અને લાકડીઓ લઇ આવ્યા. તે લીલીછમ હતી. હાંડી ચૂલા પર મૂકી મોં નીચું કર્યું, એટલા માટે કે લાકડીઓ આગ પકડી લે. અલ્લાહ તઆલાની કસમ ! ચૂલાથી નીકળી રહેલા ધુમાડાઓ હઝરત ઉમર (રદિ.) ની દાઢીમાંથી થઇ નીકળી રહયા હતા. અંતે ઘણી વાર પછી આગ સળગી ગઇ. ઘી ઓગળવા લાગ્યું અને કકડવા લાગ્યું, એક હાથમાં લાકડી લઇ તેને હાંડીમાં હલાવવા લાગ્યા. બચ્ચાંઓ બરાબર ચીખો પાડી રહયાં હતાં અને રડારોળ કરી રહયાં હતાં. ત્યાં સુધી કે ખાવાનું તૈયાર થઇ ગયું અને બચ્ચાંઓએ ખૂબ પેટ ભરીને ખાધું, પછી ઉછળકૂદ કરી, ખુશીઓ મનાવી નિરાંતે સૂઇ ગયાં.

હઝરત ઉમર (રદિ.) : હું અમીરુલ મુઅમિનીનનો નજીકનો માણસ છું, હું તેમનાથી તમારી હાલત રજૂ કરીશ, એટલે તમે પરોઢિયે પાટનગરે પહોંચી જજો, તમે મને ત્યાં જ પામશો, કદાચ અલ્લાહ તઆલા તમારા માટે સારી સગવડ ઉપલબ્ધ ફરમાવશે.

હઝરત ઉમર (રદિ.) : હે અબ્બાસ ! મેં જોયું કે આ વૃદ્ધા કાંકરીઓ ઊકાળી બાળકોને બહેલાવી રહયાં છે, મેં અનુભવ્યું કે પહાડ ધ્રૂજી રહયો છે અને મારી પીઠ પર તૂટી રહયો છે ત્યાં સુધી કે હું અનાજ લાવ્યો અને તેમના માટે ખાવું પકાવ્યું, પછી તેઓએ ધરાઈને ખાધું અને ખુશી-ખુશી ખેલતાં-કૂદતાં સૂઇ ગયાં. હવે હું અનુભવી રહયો છું કે તે પહાડ મારી પીઠ પરથી ઊતરી ગયો.

પછી અમે બન્ને હઝરત ઉમર (રદિ.) ના ઘરે પહોંચ્યા અને મેં બાકી રાત ત્યાં જ ગુજારી, જયારે સવાર થઇ તો વૃદ્ધા આવ્યાં. હઝરત ઉમર (રદિ.) ને જોઇ ઓળખી લીધા અને ડરી ગયા. આપ (રદિ.)એ તેમને માફ કર્યા અને તેમનો અને બાળકોનો અલગથી માસિક ખર્ચ બયતુલ માલમાંથી નક્કી કર્યો. જે દર માસે પાબંદીથી તેમને મળવા લાગ્યો. (રિવાયાતો - હિકાયાત : ૧૨૮)

## હૃદયમાં દયા અને કરુણાનો ભાવ હોવો

એક વખતે હઝરત નબીએ કરીમ (ﷺ)નો ગુજર એક ઓરતની કનેથી થયો, જે ચૂલામાં આગ સળગાવી રહયાં હતાં અને તેમનું નાનું બાળક ગોદમાં હતું. તે ઓરતે રસૂલુલ્લાહ (ﷺ)ને કહયું : યા રસૂલલ્લાહ (ﷺ) ! હું પૂછું છું કે અલ્લાહ તઆલા પોતાના બંદાઓ પર આનાથી વધુ મહેરબાન નથી જેટલી મા પોતાના બચ્ચા પર દયાળુ હોય છે ? નબીએ કરીમ (ﷺ)એ ફરમાવ્યું : બેશક, અલ્લાહ તઆલા

પોતાના બંદાઓ પર આથી વધુ દયાળુ છે. ઓરતે કહ્યું : મા તો પોતાના બાળકને આગમાં નાંખતી નથી....

આ સાંભળી હુઝૂર (ﷺ) બેધડક રડવા લાગ્યા અને ફરમાવ્યું : અલ્લાહ તઆલા તે બંદાને દોઝખની આગમાં નાંખે છે, જે અલ્લાહ તઆલાથી બળવો કરે છે અને જે અલ્લાહ તઆલાની વાતને માનતો નથી.

રસૂલે અકરમ (ﷺ) પોતાના સહાબએ કિરામ (રદિ.)ને પક્ષીઓનાં ઇંડાં અને તેમનાં બચ્ચાંઓ ઉઠાવી લાવવાથી મનાઇ ફરમાવતા અને જાનવરો પર જુલમ કરવાની પણ મનાઇ ફરમાવતા હતા.

એક વખત એક અન્સારી (રદિ.)ના બાગમાં આપ (ﷺ)એ જોયું કે, એક ઊંટ ભૂખથી તડપી રહયું છે. આપ (ﷺ)એ તેના માથા પર પ્યારથી હાથ ફેરવ્યો અને માલિકને બોલાવી ફરમાવ્યું : તમે જાનવરના મામલે અલ્લાહ તઆલાથી ડરતા નથી ?

## માની અડગતા

એક ઓરત ઘરની ભઠ્ઠી સળગાવી નમાઝ પઢવા લાગી અને ખ્યાલ એ હતો કે નમાઝ પઢી રોટી પકાવીશ. તે ઓરતનો બે-બઢી વર્ષનો છોકરો ઘરમાં ખેલી રહયો હતો. શયતાન આવીને તે છોકરાને ભઠ્ઠી પાસે લઇ ગયો. તું નમાઝ તોડીને છોકરાને ઉઠાવી લે. એવું ના બને કે છોકરો ભઠ્ઠીમાં પડી સળગી જાય. તે ઓરતે બિલકુલ ખ્યાલ ન કર્યો અને નિયમાનુસાર નમાઝ પઢતી રહી. શયતાનને ઘણો ગુસ્સો આવ્યો અને જલદીથી છોકરાને ઉઠાવી ભઠ્ઠીમાં ફેંકી દીધો અને આવી ઓરતને કહેવા લાગ્યો : તું નમાઝ પઢી રહી છે અને તારો છોકરો ભઠ્ઠીમાં પડી ગયો છે. જલદી દોડ, કદાચ જીવ હજુ બાકી હોય અને તકલીફની હાલતમાં મળી જાય, અરેરે ! અભાગી નમાઝ તો પછી પણ પઢી શકે છે, પરંતુ છોકરો મરી જશે તો પછી ભાગ આવે નહિ.

શયતાન પોતાની બધી જ ચાલ ચાલ્યો; પરંતુ ઓરતને જરાક પણ નમાઝમાં કોઇ ભૂલચૂક પેદા ન થઇ અને નિયમાનુસાર વિચાર વગર અને તલ્લીનતાથી નમાઝ પઢતી રહી. શયતાન ઓરતની અડગતાને જોઇ ગુસ્સે રાતોચોળ થયો અને ત્યાંથી લજ્જિત થઇ નાસી છૂટયો. જયારે ઓરત નમાઝથી ફારિગ થઇ શાંતિથી ભઠ્ઠી પાસે ગઇ જોયું તો છોકરો ભઠ્ઠીમાં પડેલો હતો. આગ ભડકી રહી હતી અને છોકરો અંગારાથી રમી રહયો હતો. એક અંગારો છોકરાએ

મોંઢામાં મૂકી લીધો તો અંગારો યાકૂત (એક રત્ન) બની ગયો. *મન કાન લિલ્લાહિ કાન-લ્લાહુ લહુ* (હદીસ) તરજુમો : જે અલ્લાહ તઆલાનો થઇ ગયો, અલ્લાહ તઆલા તેમના થઇ ગયા. (મેરી નમાઝ : ૧૪)

## હઝરત બા યઝીદ બુસ્તામી (રહ.) ની માનો પ્યાર

અવલિયાએ કિરામના સરદાર હઝરત બા યઝીદ બુસ્તામી (રહ.) બચપણમાં પોતાના ઉસ્તાઝથી " મારો શુક્ર અદા કર અને પોતાનાં મા-બાપનો શુક્ર અદા કર, અંતે મારી પાસે આવવાનું છે" અલ્લાહ તઆલાનો હુકમ પઢી ચિંતાની દુનિયામાં ડૂબી ગયા. ઉસ્તાઝથી છુટ્ટી લીધી અને સીધા માની ખિદમતમાં પધાર્યા અને અરજ કરી : અમ્મી જાન ! ઇરશાદે ખુદાવંદી છે : અનિ શ્કુર લી વ લિવાલિદયક્ ઇલય્યલ મસીર, એટલા માટે હું વિચારમાં છું કે બે ઘરોની સગવડ કેવી રીતે કરું ? યા તમે મને અલ્લાહ તઆલાથી હક અપાવી દો કે હું ફકત તમારી ખિદમત કરું અથવા તમે મને અલ્લાહ તઆલાને હવાલે કરો, કેમકે હું તેમનો થઇ જાઉં. માએ જવાબમાં ફરમાવ્યું : બેટા ! મેં તમને અલ્લાહ તઆલા માટે છોડી દીધા. હવે હઝરત બા યઝીદ ( અલયહિ રેહમહ) લગભગ ત્રીસ વર્ષ સુધી જુદી-જુદી જગાઓ પર જઇ મશાઇખે ઇઝામ (સૂફી લોકો) ની સોબતથી લાભ અને બરકતો હાસિલ કરતા રહયા. છેલ્લે આટલી લાંબી મુદ્દત પછી ઘરે પાછા આવ્યા તો ઘરનો દરવાજો બંધ હતો. મા વુઝૂ કરી રહયાં હતાં, કાન લગાવી સાંભળ્યું તો પ્રેમાળુ અમ્માજીની જબાન પર જારી હતું "ઇલાહી ! મારા આ મુસાફિરને સારી રીતે રાખ. ઇલાહી ! તેમના પીર લોકોનાં દિલ તેમનાથી ખુશ રહે. ઇલાહી ! મારા લખ્તે જિગરને બહેતર હાલત અતા ફરમાવ. આપ (રહ.) એ જયારે સાંભળ્યું તો રડી પડયા અને પછી દરવાજો ખખડાવ્યો. માએ પૂછયું : કોણ છે ? જવાબ મળ્યો : આપનો મુસાફિર. આ સાંભળી મા રડવા લાગ્યાં, દરવાજો ખોલી નાંખ્યો અને કહયું : હે બેટા ! કેમ મોડેથી આવ્યા ? તમારી જુદાઇમાં રડવાથી મારી આંખોમાં વિધ્ન આવી ગયું છે અને મારી પીઠ તમારો ગમ ખાઇને વાંકી થઇ ગઇ છે. હઝરત બા યઝીદ ખુદ ફરમાવતા રહેતા હતા : જે કામને તમામ કામોથી પાછળનું જાણતો હતો તે સૌથી પહેલું નીકળ્યું અને તે કામ માની ખિદમત અને ખુશ્નૂદી છે. તે નેઅમત જેને હું સંઘર્ષો અને પ્રયત્નોમાં ખોજ કરતો હતો.

# સુલતાનુલ મશાઈખ નિઝામુદ્દીન અવલિયાઅ(રહ.) ની માનો પ્યાર

સુલતાનુલ મશાઇખ (રહ.)એ તાલીમ પૂર્ણ ન કરી હતી કે તેમનાં અમ્માજી બીમાર થઇ ગયાં, બીમારી એટલી તીવ્ર બની કે ખાવા-પીવાનું છૂટી ગયું અને યકીન થઇ ગયું કે હવે ખાલિકે હકીકીથી નોતરું આવવાનું ચાહે છે. સુલતાનુલ મશાઇખ (રહ.) જમા. ઉખરાનો ચાંદ જોઇ સલામ માટે માની ખિદમતમાં હાજર થયા તો બીબી સાહિબહના મુખથી બેધડક નીકળી ગયું : પ્યારા બેટા! અગાઉ માસે કોના સલામ માટે આવશો અને કોનાથી દુઆ લેશો.

સુલતાનુલ મશાઇખ બેચેન થયા અને રડીને કહયું : અમ્મી જાન ! અમે આપ વિના કેવી રીતે જીવીશું ?

બીબી સાહિબાએ તેમને દિલાસો આપ્યો અને ફરમાવ્યું : અત્યારે સૂઇ જાવ, સવારે આવજો.

સુલતાનુલ મશાઇખે આખી રાત અતિ બેચેનીથી ગુજારી અને પરોઢિયે માની ખિદમતમાં હાજર થયા. માએ પોતાના મહબૂબ ફરઝંદનો જમણો હાથ પોતાના જમણા હાથમાં લીધો અને આસમાન બાજુ મુખ કરી કહયું : ઇલાહી ! આ નિઃસહાય યતીમ તમારા હવાલે.... આમ કહી પ્રાણ પ્રાણ લેનારને સોંપી દીધા.

## મમતાની તડપ

હઝરત મવ. ખલીફા મુહમ્મદ દીનપૂરી (રહ.)ને જયારે માએ મદ્રસહમાં પઢવા માટે મોકલ્યા તો જુદાઇમાં તેમની હાલત એટલી કફોડી થઇ ગઇ કે, દરેક વખતે ખોવાયેલા રહેતાં અને પોતાના બીજા બાળકોથી તેમના ભાઇની વાતો કરતાં. તેમણે પોતાના છોકરાને કયારેય એક પળ બરાબર જુદો કર્યો ન હતો; પરંતુ હવે અઠવાડિયાં અને મહિનાઓ વીતી જતાં તેની મોહની અને પ્યારી સૂરત જોવા મળતી ન હતી. એક વખત નિત્યક્રમ મુજબ મળવા ન આવ્યા તો મમતાના માર્યા મા તડપી ઉઠયાં. પોતાનાં ત્રણ સગીર બાળકોને અમુક સહેલીઓને હવાલે કરી ખુદ યતીમ તાલિબે ઇલ્મની પાસે મળવા ચાલ્યા ગયાં. મુસાફિર છોકરાની મુહબ્બતે દુખિયારી માને સમય કરતાં વધુ થોભવા પર લાચાર કર્યાં. બીજી સાંજે મા વસતિથી પરત થયા. સૂરજ ડૂબી ચૂકયો હતો અને સાંજનું અંધારું ફેલાઇ ગયું હતું. મા પોતાની ઝૂંપડીની નજીક આવ્યાં તો અંધારું હતું. દિલને ધકકો વાગ્યો. આગળ વધ્યા તો બાળકો અંધારામાં બેસી રડાફૂટ કરી રહયાં હતાં. મા બાળકોનું રોવું સાંભળી ફૂટડી ઉઠયાં. સગીર બાળક પોતાની નન્હી-મુન્હી બહેનોને કહી રહયું હતું : પ્યારી બહેનો

! અલ્લાહ તઆલાએ અબ્બાજીને પોતાની પાસે બોલાવી જ લીધા છે. હવે મા પણ નથી, જરૂર તેમને વરૂ ખાઇ ગયું હશે, નહિ તો આજે અવશ્ય આવત.

શગીરભાઇની આ વાતો સાંભળી તે ત્રણ છોકરાઓ રડવા લાગ્યાં. આ દુઃખ-દાયક દૃશ્ય જોઇ અને માસૂમ બચ્ચાંઓની વાતો સાંભળી મા જઇ તેમને વળગી ગયાં અને જાતે પણ મોડે સુધી તેમની સાથે ખૂબ રડયાં. (હમારા બચપન : ૨૫)

## માની શીતળ છાયા

હઝરત મુફ્તી રશીદ અહમદ લુધયાનવી (રહ.) જયારે તાલીમના હેતુથી ઘોળ શરીફ પહોંચ્યા તો મવ. મુહમ્મદ ખલીલ સાહેબથી ફારસીની પ્રારંભિક કિતાબો કવાઈદે ફારસી, ફારસીકી પહેલી કિતાબ, કરીમા, નામે હક અને પન્દનામા વગેરે પઢી. ઘોળ શરીફની ચોતરફ ખજૂરના બાગ અને ખેતરો હતાં અને એક તરફ પાણીની મોટી નહેર હતી. જયારે હઝરતવાલાને માની યાદ સતાવતી તો નહેરના કિનારે ચાલ્યા જતા અને પંજાબી ભાષામાં નીચેની પંકિત પઢતા.

*માવાં જન્નત દિયા ઠંડિયાં છાવાં લાડ લડાવન સારે,*
*માવાં બાઝ ન આખે કોઈ આ ફરઝંદ પ્યારે.*

તરજુમો : મા જન્નતની શીતળ છાયા છે, જે અવલાદનો દરેક પ્રકારનો લાડ (નખરાં) ઘણાં પ્યાર અને મુહબ્બતથી વેઠે છે. મા સિવાય કોઇ આ કહેતું નથી : હે મારા વહાલા બેટા ! મારી કને આવી જાવ.

હઝરતે આ કિસ્સો સંભળાવી ફરમાવ્યું : તે જમાનામાં એક વૃદ્ધા મને પ્યારથી બેટા કરી બોલવતાં હતાં, એટલા માટે જયારે પણ ઉકત પંકિત પઢતો તો મને ખ્યાલ આવતો કે મા સિવાય બીજી ઓરતો પણ બેટા કરી બોલાવે છે. પછી ખુદ જ દિમાગમાં જવાબ આવતો કે બીજાઓનો પ્યાર કેવળ ઉપર-ઉપરનો હોય છે. દિલથી હોતો નથી.

આ કિસ્સા દ્વારા હઝરતનો પોતાની મા સાથેની બેપનાહ મુહબ્બતનો અંદાજો લગાવી શકાય છે. આ પણ અલ્લાહ તઆલાની મોટી નેઅમત છે કે મા-બાપ સાથે અવલાદને આશિકાના મુહબ્બત હોય. સામાન્ય રીતે જોવામાં આવે છે કે મા-બાપને અવલાદથી મુહબ્બત હોય છે; પરંતુ અવલાદને મા-બાપથી એટલી મુહબ્બત હોતી નથી. (હમારા બચપન : ૧૫૯)

## હઝરત મુફતી મુહમ્મદ શફીઅ સા.(રહ.)ની માની વાટ જોવી

હઝ.મવ. મુફતી મુહમ્મદ શફીઅ સાહેબ (રહ.) તાલીમના મધ્યે તકરાર (ચર્ચા) કરી દારુલ ઉલૂમ તશરીફ લઇ જતા અને જયારે ઘરે પાછા ફરતા તો કયારેક રાતે એક વાગ્યે, કયારેક બે વાગ્યે. હઝરત (રહ.) એ દારુલ ઉલૂમ કરાચીના તલબએ કિરામથી એક વાર નસીહત કરતા ફરમાવ્યું : રાત્રે વાલિદહ મારી વાટ જોતાં હતાં કે ખાવું ગરમ કરી આપું. તેમની પ્રતિક્ષામાં મને દુઃખ થતું હતું. ઘણાં કાલાવાલા પછી તેના પર રાજી થયાં કે મારું ખાવું એક જગાએ રાખી મૂકશે. ઠંડીની રાતોમાં રસો ઉપરથી જામી જતો અને નીચે ફકત પાણી રહી જતું. હું તે જ ખાઇને સૂઇ જતો.

આ કિસ્સાથી હઝરત મુફતી સાહેબ (રહ.) નો તા'લીમથી તલ્લીનતા અને ઇલ્મી અત્મિયતા સ્પષ્ટ થાય છે કે તાલીમના માટે કેટલા કષ્ટો અને દુઃખો વેઠવા પડે છે. ત્યારે કંઇક ઇન્સાન તા'લીમના રત્નથી સુશોભિત થાય છે.

(હિકાયાતે અસ્લાફ : ૨૨૪)

## માની મમતાનો કિસ્સો

એક વસતિમાં એક ઓરત ઘણી નેક અને પાકબાઝ, ઇબાદતગુઝાર, દરેક પળે અલ્લાહ તઆલાની યાદમાં મશગૂલ રહેતી હતી. અલ્લાહ તઆલાની કુદરત કે તેનો નેક, ખુદાતરસ પતિ વફાત પામ્યો હતો. તેનો એક દીકરો હતો. તે નેક ખાતૂને તેને ઘણી સારી રીતે પાળવ્યો, લાડ અને નેઅમતોથી ઉછેર્યો, તા'લીમ પણ સારી અપાવી. દીકરાએ જયારે દુનિયાના મેદાનમાં પગ મુકયા અને દરેક બાજુ તેના સારા વર્તનની ચર્ચાઓ થવા લાગી, સુશીલ લોકો તેને માનની નજરે જોવા લાગ્યા, વિધવાઓ તેને દુઆઓ આપતી, યતીમ બાળકો તેના પગોમાં આંખો બિછાવતા. આ બધાનું કારણ એ હતું કે તે દરેક સાથે તેમના દરજ્જા મુજબ પેશ આવતો. તે ગરીબોથી હમદર્દી કરતો, ખૈરાત કરતો, સદકાત આપતો. ખુલાસો એ કે તે વસતિમાં કોઇ એવી વ્યકિત ન હતી જે તેનાથી ખુશ ના હોય. મસ્જિદોમાં કુર્આને મજીદના સબક અને અલ્લાહ તઆલાના ઝિક્રની મજલિસો થતી હતી. વસતિનું દરેક ઘર જન્નતનો નમૂનો હતું. દરેક જણ બીજાઓનો ગમ ખાનાર, નિઃસ્વાર્થ ત્યાગ અને સુશીલતાનું પુતળું હતું. આ છોકરાની વસતિમાંથી મોટા શહેરમાં અવર-જવર થવા લાગી, અમુક નગ્નતા અને બેહયાઇનું પ્રદર્શન કરનારી ઓરતો પર તેની નજર પડવા લાગી. ધીરે-ધીરે તેની દોસ્તી નેકોથી હટી નઠારાઓથી થવા લાગી પછી તે માર્ગથી ભટકી ગયો. નઠારાઓના મશ્વેરાથી

તેણે માની મુહબ્બત, ગામડાની શાંતિમય અને આનંદિત જિંદગીને જતી કરી અને શહેરના ઝેરીલા વાતાવરણમાં પોતાનો તંબૂ-પડાવ નાંખ્યો. તેના તંબૂમાં દરેક પ્રકારના દુરાચારી, અધમી મિત્રો તેની આજુબાજુ જમા થવા લાગ્યા. તે બદકાર દોસ્તોએ તેને સીધા માર્ગથી હટાવી દીધો. મા મુસલ્લા પર બેસી દરેક સમયે તેના માટે દુઆ કરતાં. કયારેક-કયારેક માને મળવા શહેરથી ગામડામાં આવતો. ધીરે-ધીરે તે વખત આવ્યો કે મહિનાઓમાં એક ચકકર મારતો. તે દરમિયાન તેના દુરાચારી દોસ્તો દ્વારા તેની ઓળખાણ એક પાપી ઓરતથી થઇ ગઇ. તે તેના પર એટલો મુગ્ધ થઇ ગયો કે પોતાના બાપની મિલકત વેચી તેના પર લૂંટાવતો રહયો. અંતે એવો સમય આવ્યો કે તે ઓરત જેણે પોતાના નેકદિલ પતિની જિંદગીમાં કદી કોઇ દુઃખ જોયું ન હતું, હવે બીજાઓના ઘરે મજૂરી કરવા લાગી. છોકરો જયારે પણ ઘરે આવતો તો મા મજૂરીના પૈસાથી છોકરાને ઘી લાવીને આપતાં, કોઇ ચીજ બનાવી આપતાં અને દુઆઓની સાથે વિદાય કરતાં. ઘણી મુદ્દત ગુજરી ગઇ, છોકરો માને મળવા ન આવ્યો. મા બેટાની જુદાઇમાં પોતાની સમજશકિત ખોઇ બેઠાં. જયારે પણ કોઇ છોકરો દરવાજાને ખખડાવતો તેઓ દોડી દરવાજા પર જતાં, બેધડક કહેતાં : મારા બેટા આવી ગયો, બેટા તેં આટલું મોડું કેમ કર્યું ? જયારે માલૂમ થતું કે ફળિયાના કોઇ છોકરાએ દરવાજો ખખડાવ્યો હતો તો દિલ પર હાથ મૂકી મુસલ્લા પર બેસતાં અને રડવાનું શરૂ કરતાં. રડતાં-રડતાં તે નેકદિલ ખાતૂનની દ્રષ્ટિએ પણ જવાબ આપી દીધો. આ બાજુ જયારે છોકરા પાસે કંઇ ન રહયું તો તે ઓરતે પોતાના સાથીઓથી મશ્વેરો કર્યો કે, હવે તેનાથી જાન છોડાવવી છે. મશ્વેરો એ નકકી થયો કે તેનાથી આ ફરમાઇશ કરવામાં આવે કે મારી મુહબ્બત ત્યારે જ તારી સાથે રહેશે કે પોતાની માનું દિલ કાઢીને લાવ. આમ, તે ફરમાઇશ પૂરી નહિ કરે તો જાતે જ પ્રાણ છૂટી જશે. તે પાપી ઓરતે આ જ ફરમાઇશ મૂકી. તે ઇન્સાન જે એક વખત ફરિશ્તહ હતો, આજે નફસની ચાહતના લીધે શયતાનથી પણ દુષ્ટ થઇ ગયો અને આ ફરમાઇશને પણ પૂરી કરવા તૈયાર થઇ ગયો. ખંજર લઇ ગામ બાજુ ચાલ્યો. લાંબી મુદ્દતે જયારે તે બદનસીબે દરવાજા પર પહોંચી અવાજ આપ્યો. મા ફરહત-ખુશીથી દરવાજા તરફ વધ્યાં, મોં ચૂમ્યું અને છાતીએ લગાવ્યો. તે બદબખ્તે ખંજર કાઢયું અને માની છાતી પર માર્યું. માનું દિલ કાઢી ચાલ્યો ગયો. આસમાન પર અંધારુ છવાઇ ગયું, અલ્લાહ તઆલાનો અર્શ ધ્રૂજી ઉઠયો, ફરિશ્તાઓ ચિંતામાં પડી ગયા, જુલમની ચરમસીમા થઇ ગઇ. આ પાપીઓનો

પાપી દોસ્ત જયારે વ્યભિચારિણીના મકાને પહોંચ્યો, માનું દિલ સામે રાખ્યું. તે ઓરતે કહયું : તું પોતાની સગી મા પર આવો જુલમ કરી શકે છે તો ખબર નહિ મારી સાથે શું વર્તાવ કરીશ, એટલા માટે અહિંયાથી ચાલતી પકડ. આંખો સમક્ષ અંધારુ છવાઇ ગયું, પડયો અને મરી ગયો. માનું દિલ હાથથી છૂટયું, દિલ વ્યભિચારિણીના રૂમમાં પડેલી છરી પર પડયું અને માનું દિલ ફાટયું. દર્દેદિલ (મનસ્તાપ)ની નીકળી આ પોકાર, બેટા ! કંઇ ચોટ તો નથી લાગીને !.

## માની મમતાનો અસર ગ્રહણ કરનાર કિસ્સો

હઝરત આઇશહ (રદિ.) એક કિસ્સો બયાન કરે છે કે, એક ગરીબ ખાતૂન આવ્યાં. તેમની સાથે બે છોકરીઓ હતી. મેં તેમને ત્રણ ખજૂરો આપી. તે મમતાભરી માએ એક-એક ખજૂર બંને છોકરીઓને આપી અને ત્રીજી જાતે ખાવા માટે ઉઠાવી. મોં સુધી લઇ ચુકયા હતાં કે બંને છોકરીઓએ ફરી માંગી. તે ઓરતે જાતે ન ખાધી અને ખજૂરના બે ટુકડા કરી અડધી-અડધી બંને છોકરીઓને આપી. હઝરત આઇશહ (રદિ.) ફરમાવે છે : તેમની આ અદા મને ઘણી પ્યારી લાગી. રહમતે આલમ (ﷺ) તશરીફ લાવ્યા તો મેં મમતાની માર્યા માનો અસરગ્રહણ કરનાર કિસ્સો સંભળાવ્યો. આપ (ﷺ)એ ઇરશાદ ફરમાવ્યો : ''અલ્લાહ તઆલાએ તે ખાતૂન માટે જન્નત વાજિબ કરી દીધી અને તે બચ્ચીઓના કારણે તેમને દોઝખથી આઝાદ કરી દીધાં.''

(બુખારી શરીફ:૨/૮૮૭,હદીસ નંબર: ૫૭૬૧, ૧૪૦૦)

## મમતાનો તકાદો

એક આરિફ (સૂફી) એક ગલીથી ગુજરી રહયા હતા. તેમણે જોયું કે એક ઘરનો દરવાજો ખુલ્યો અને એક છોકરો રડતો, બૂમો પાડતો તેમાંથી નીકળ્યો. તેની મા તેને ધકકો મારી ઘરમાંથી કાઢતા હતાં, જયારે દરવાજાથી બહાર થઇ ગયો તો માએ અંદરથી દરવાજો બંધ કરી દીધો. છોકરો રડતો, બૂમો પાડતો, બબડતો થોડે દૂર ગયો અને એક જગાએ પહોંચી ઊભો થઇ ગયો અને વિચારવા લાગ્યો કે હું મારાં મા-બાપના ઘર સિવાય કયાં જઇ શકું છું ? અને કોણ મને પોતાની પાસે રાખશે ? આ વિચારી તૂટેલા દિલે પોતાના ઘરની બાજુ પરત થયો. દરવાજા પર પહોંચી જોયું તો અંદરથી બંધ છે. બીચારો ત્યાં જ ચોખટ પર માથું મૂકી પડી ગયો અને તે જ હાલતમાં સૂઇ ગયો. માએ આવી દરવાજો ખોલ્યો અને પોતાના છોકરાને આમ ચોખટ પર માથું મૂકી પડેલો જોઇ દિલ ભરાઇ આવ્યું અને મમતાનો જોશ

ઊભરી આવ્યો, આંખોમાંથી આંસુ નીકળી ગયાં, છોકરાને ઊઠાવી છાતીએ લગાવ્યો અને પ્યાર કરવા લાગ્યાં અને કહી રહયાં હતાં : બેટા ! તેં જોયું મારા સિવાય તારા માટે કોણ છે ? તેં નાલાયકી, નાદાની અને નાફરમાનીનો રસ્તો અપનાવ્યો અને મારું દિલ દુ:ખાવી મને ગુસ્સે કરી, જે તારા માટે મારી આદત નથી. મારી આદત અને મમતાનો તકાદો તો તે જ છે કે, હું તારાથી પ્યાર કરું અને તને રાહત-આરામ પહોંચાડવાની કોશિશ કરું, તારા માટે દરેક ખૈર અને ભલાઇ ચાહું, મારી પાસે જે કંઇ છે તારા માટે જ છે.

## મા સબ્રનો નમૂનો છે

સબ્રનો નમૂનો જોવો હોય તો માને જુઓ. એક માણસના અમ્માજી ઘરડા થઇ ગયાં. એક દિવસ તે પોતાની વાલિદહ પાસે બેઠેલો હતો કે માને વહેમ થયો અને પૂછયું : બેટા ! આ કોનો અવાજ છે ? બેટાએ કહયું : મા ! તમારો વહેમ છે, કોઇ વસ્તુનો અવાજ આવતો નથી. થોડીક વાર પછી માએ ફરીથી પૂછયું : બેટા ! આ અવાજ કોનો આવી રહયો છે ? બેટાએ કહયું : આપનો વહેમ છે...... માએ લગભગ સાત વખત આ જ સવાલ કર્યો, બેટા ! આ અવાજ કોનો આવે છે ? સાતમી વખત ગરમ થઇ માને કહે છે : આ શું આપે અવાજ-અવાજનું રટણ લગાવ્યું છે, આપ નાહક અમારું દિમાગ ખાઇ રહયા છો. અલ્લાહ તઆલાના વાસ્તે અમારી સબ્રની વધુ પરીક્ષા ના લ્યો અને મોં બંધ કરો. માએ કહયું : બેટા! ગુસ્સે ના થાવ..... મને સારી રીતે યાદ છે કે એક વખત બચપણમાં તેં એક વાતને મારાથી વીસ વખત પૂછી અને દરેક વખતે તારું કપાળ ચૂમ્યું અને પછી જવાબ દીધો. હું તો કપાળ પર કોઇ કરચલી લાવતી ન હતી.

## ખુશીની વાત

હઝરત મવ. કારી અબ્દુર્રહમાન પાનીપતી (રહ.) હજુ નાના હતા. કિતાબો વાલિદથી પઢી. એક વખત કારી સાહેબે સારી રીતે વાંચન ન કર્યું હતું એટલે વાલિદ સાહેબે સબક ન પઢાવ્યો. કારી સાહેબને એટલો રંજ થયો કે રાતે ખાવા ન ખાધું. વાલિદહ રડવા લાગ્યાં. વાલિદ સાહેબને જાણ થઇ તો કહેવા લાગ્યા : '' આ રંજની વાત નથી, બલકે ખુશીની વાત છે કે તેને પઢવાથી લગાવ થઇ ગયો''

## એક દિલચસ્પ કિસ્સો

ઘરેલુ બાબતોમાં શાંતિ ના હોય તો દિલ-દિમાગની શાંતિ અર્થ વગરની

રહી જાય છે. અમીરે શરીઅત જાહેરમાં મસૂરી જેવી દિલકશ અને દિલફરેબ તાજગીમાં રહી રહ્યા હતા; પરંતુ રફીકએ હયાત (બૈરી)ની બીમારીએ આ જન્નતને પણ જહન્નમ બનાવી હતી. આ આલમમાં એક દિવસે અમીરે શરીઅતની છ-સાત વર્ષની બાળકી ઘરથી રમવા બજારમાં ઊતરી, કે અલોપ થઇ ગઇ. બાળકીના ખોવાઇ જવાથી પૂરા ઘરની સાથે-સાથે મિત્રબંધુઓને પણ પરેશાન કરી દીધા. મસૂરીના નીચાણ અને ઊંચાણને ફંફોરી નાખ્યું, પરંતુ બાળકીનો કોઇ પત્તો ના જડયો. બિસ્તર પર બીમારનો તાવ વધી ગયો. યુ.કે. જેવી સલ્તનતને લલકારનાર કપાળ પરથી પરસેવો પૂછવા લાગ્યો. મિત્રોની ધડકનો તેજ થવા લાગી. આવી રીતે દિવસ પસાર થયો અને સાંજની લાઇટોએ મસૂરીને જગમગાવી દીધું. એટલામાં એક અંગ્રેજ ખાતૂન બાળકીને લઇ ઘરે પહોંચી. જોતાં જ અમીરે શરીઅતે છાતીએ લગાવી અને અંગ્રેજ ખાતૂનને ગુસ્સામાં કહયું : તે આ શું કર્યું ? તું કોણ છે ? મારા ઘરની વ્યવસ્થાને વેરવિખેર કરી નાંખી. અંગ્રેજ ખાતૂન અમીરે શરીઅતની આ ગુફતગૂ ન સમજી શકી, પરંતુ તેણે અંગ્રેજીમાં કહયું : સમય વિત્યો, મારી છોકરી જે શકલો-સૂરતમા બિલકુલ આવી જ હતી, મૃત્યુ પામી. મને આ છોકરી ઘણી ભલી માલૂમ પડી, હું આપને જાણ કર્યા વિના તેને લઇ ગઇ. મને માફ કરી દો, પરંતુ અત્યાર પછી સવારમાં દરરોજ અહિંયાથી લઇ જઇશ અને સાંજે મૂકી જઇશ. તેના પર અમીરે શરીઅતે કહયું : ''તું મા છે ! જો માના દુઃખી દિલને મારા દિલના ટુકડાથી કોઇ સુકૂન મળી શકે છે તો મને કોઇ વાંધો નથી, પરંતુ યાદ રાખ કે તેની બીમાર મા પણ આના જ આશરે જીવિત છે.''

આમ, આ સિલસિલો ચાલતો રહયો. કઇ દિવસો પછી અંગ્રેજ ખાતૂન પોતાના પતિ સાથે મસૂરીથી જવા લાગી તો તેણે બિલાડીનું અતિસુંદર જોડિયું છોકરીને રમવા આપ્યું. બિલાડીઓ સારા વંશની હતી. ઘરની દરેક વ્યકિતથી ટેવાઇ ગઇ. છોકરીને રમવા માટે જીવતું-જાગતું રમકડું મળી ગયું.

## માની મુહબ્બતની ભાવના

હઝરત દાવૂદ અલયહિસ્સલામના યુગમાં બે ઓરતો હતી. બન્નેનો એક-એક પુત્ર હતો. અચાનક એકને વરૂ ઊઠાવી લઇ ગયું. હવે, તે પરસ્પર લડવા લાગી, એક કહેતી કે તારા છોકરાને વરૂ લઇ ગયું. બીજી કહેતી : નહિ, મારો છોકરો સલામત છે. અંતે બન્ને હઝરત દાવૂદ (અલ.)ની પાસે ફેંસલો કરાવવા

ગઇ. હઝરત દાવૂદ (અલ.)એ મોટી ઓરતને છોકરો અપાવ્યો. પછી બન્ને હઝરત દાવૂદ (અલ.)ના દીકરા હઝરત સુલયમાન (અલ.)ની પાસે આવી અને ઘટના સંભળાવી. હઝરત સુલયમાન (અલ.)એ ફરમાવ્યું : છરી લાવો, હું આ છોકરાને અડધો-અડધો કરી બન્નેને દઇ દઉં.

આ સાંભળી નાની ઓરત ગભરાઇ ગઇ, કહેવા લાગી : અલ્લાહ તઆલા તમારા પર રહમ કરે, તમે આવું ન કરો અને આ છોકરો મોટી ઓરતનો જ છે (અર્થાત્ હું આ છોકરાની દાવેદાર નથી, ભલેને તે મારો છે, પરંતુ આપ તેને દઈ દો, કમસે કમ જીવતો તો રહેશે અને આવી રીતે હકીકી મા'નો પત્તો જડયો કે તે નાની ઓરતનો છે અને મોટી ઓરત જુઠો દા'વો કરી રહી છે) પછી આપ (અલ.) એ છોકરાનો નાની ઓરત માટે ફેંસલો કરી દીધો.

(મુસ્લિમ શરીફ:૨/૭૭) અનુવાદક

## માની દુઆ

રાતનો છેલ્લો સમય હતો. દુનિયાની દરેક વસ્તુ શાંતિમય હતી. કદી-કદી ચોકીદારનો અવાજ કાનોથી ટકરાતો નીકળી રહયો હતો. નજીકની દિશાથી એક દર્દભરી સ્ત્રીનો અવાજ આવી રહયો હતો, જેમાં બલાનો દર્દ અને અસર હતો. એક ઓરત ઊંડી વેદના અને બેચેની સાથે પોતાના માલિક આગળ હાથ ફેલાવી દુઆ માંગી રહી હતી, ''હે મારા માલિક ! જેના કબ્જામાં બધું જ છે. જેને ચાહે ઇઝઝત આપે છે અને જેને ચાહે છે ઘર-ઘરની ઠોકરો નસીબ કરે છે.''

હે માલિક ! જેના હાથમાં હિદાયત અને ગુમરાહી છે, જેને ઇચ્છે હિદાયત આપે છે અને ઇચ્છે તો ગુમરાહી. હું તારી નાચીઝ અને ગુનેગાર બંદી છું. મારા પર અનંત ઉપકારો કર્યા, કોઇ એક ઉપકારનો બદલો પણ દેવા માંગું તો નથી દઇ શકતી, તારી નેઅ્મતોની ગણતરી કરવા માંગુ તો નથી કરી શકતી. હે મા-બાપથી વધુ મહેરબાન ! મારી એક દરખાસ્ત છે. હે અલ્લાહ ! મને ઈમાનની દોલત અતા ફરમાવ. હું ફકીર છું તારા સિવાય મારું કોઇ જ નથી. દુનિયામાં બધા છે, ભાઇ છે. શોહર છે, અવલાદ છે, પરંતુ ફકત દુનિયામાં કામ આવશે, કિયામતમાં કોઇ કામ આવવાનું નથી. મારી સૌથી મોટી તમન્ના એ છે કે, હું જયારે આ દુનિયાથી રુખસદ થાઉં તો ઈમાનની હાલતમાં. હે અલ્લાહ ! તું પોતાની રહમતના પડદામાં મારા ગુનાહોને છુપાવી લે, તેને ખતમ કરી દે, દોઝખથી બચાવ. હે અલ્લાહ ! મારી બેકરારીની

લાજ રાખ, મારી મગ્ફિરત ન ફરમાવી તો મારું કોઇ ઠેકાણું નથી. હે રઊફો-રહીમ ! મારા આંસુઓ પર જે તારા ડરથી નીકળી રહયા છે રહમ ફરમાવ.

હે મારા માલિક ! મને ના દોલતની જરૂરત છે અને ના કોઇની ખિદમત, ફકત તારી રજામંદી ચાહું છું. હે બન્ને જહાનના માલિક ! મારી અવલાદ છે, દરેક મા પોતાની અવલાદને દિલો-જાનથી ચાહે છે અને મેં પણ ખૂન-જિગરથી તેમને પરવાન ચઢાવી છે, તેમના આરામને મારા આરામ પર અગ્રિમતા આપી, પરંતુ હું તેમને દુનિયામાં અમીર જોવા નથી માંગતી, હું ફકત એ જોવા નથી માંગતી કે દુનિયામાં ઉચ્ચ હોદ્દાઓ પર નિયુકત થાય, હું તો આ ચાહું છું કે તું તેને નેક બનાવ, ઈમાનની દોલતથી નવાઝ, તે જીવતી રહે તો તારી બનીને અને દીનની અનુયાયી બનીને. યા ઇલાહી ! જયારે તેની એક આંગળી સળગતી જોઇ નથી શકતી તો કેવી રીતે મારી મમતા બરદાસ્ત કરી શકે છે કે દોઝખની આગમાં સળગે, જયારે હું તેમનાં કપડાં અને મોં પર ધૂળ જોવાનું પસંદ નથી કરી શકતી તો કેવી રીતે કિયામતમાં તેમને ચિંતિત જોઇ શકું.

હે મારા રહીમો-કરીમ ! અમારા માસૂમ બચ્ચાંઓ પર રહમ ફરમાવ, તેમને પોતાના નેક બંદાઓમાં શામિલ ફરમાવ, તેમને દુનિયાની બદનામીથી બચાવ, આખિરતના અઝાબથી પણ બચાવ.

હે અલ્લાહ ! હું દુનિયાના બધા ફિત્નાઓ, આઝમાઇશો અને તકલીફોથી હિફાઝત માંગું છું, આ બચ્ચાંઓને પોતાની હિફાઝતમાં રાખ, તેમને ઇલ્મે દીનથી નવાઝ; તે તારા બંદા છે અને તું તેમના પર મા-બાપથી વધુ મહેરબાન છે, હું આ તે મહેરબાનીનો વાસ્તો આપી દુઆ કરું છું કે મારા પછી તે મારી આરઝુઓ અને તમન્નાઓને બદનામ કરનારી ન બને, બલકે મારી રૂહની તાજગી બને, મારી આંખો ઠંડી થાય અને દિલ નેક કામોથી બાગ-બાગ થાય. હે અલ્લાહ ! હું તેમને તારી હિફાઝતમાં મૂકું છું, તું નિગેહબાન અને પરવરદિગાર છે અને ત્યાર પછી તે શુદ્ધાચારી માનો અવાજ બંધ થઇ ગયો. એટલામાં નજીકના મહોલ્લાની મસ્જિદના મુઅઝ્ઝિનનો અવાજ સંભળાયો, અલ્લાહુ અકબર અલ્લાહુ અકબર..... અને મારી જબાનથી બેધડક નીકળ્યું : મુઅઝ્ઝિન મરહબા.... સમયસર બોલ્યા.

## હઝરત ખ્વાજા મુહમ્મદ બાકીબિલ્લાહ (રહ.) નાં અમ્માજીની દુઆ

આપની બાતિની નિસ્બત (અતઃકરણનો સંબંધ) હઝરત મવ. ખ્વાજગી (રહ.)થી છે. તેમ છતાં આપ ઉવૈસિયુલ મશ્રબ પણ હતાં અને આપની તર્બિયત હઝરત ખ્વાજા બહાઉદ્દીન નકશબંદી (રહ.)ની રૂહાનિય્યત (અધ્યાત્મવાદ)થી પણ હતી અને હઝરત ખ્વાજા ઉબૈદુલ્લાહ અહરાર (કદ્દસલ્લાહુ સિર્રહુ)ની રૂહ મુબારકથી પણ આપને તર્બિયત મળી. આપનો જન્મ કાબુલ ૯૭૧ હિજરીમાં થયો. બચપણથી જ અહલુલ્લાહની મુહબ્બત હતી. આપ ફરમાવે છે : એક વખત એક બુઝુર્ગની કિતાબનો મુતાલઅહ (વાંચન) કરી રહયો હતો કે મારા પર એક તજલ્લી (નૂર) પડી, જેનાથી હું કાબૂ વિનાનો થઇ ગયો. આ જ હાલમાં હઝરત ખ્વાજા બહાઉદ્દીન (રહ.)ની ઝિયારત થઇ. આપે ઝિક્રની નસીહત અને ઇલ્કાએ જઝબાતથી સરફરાઝ ફરમાવ્યો. ત્યાર પછી હું અહલુલ્લાહની તલાશમાં લીન થઇ ગયો અને તરીકત (આધ્યાત્મિક કમાલ) પ્રાપ્ત કરવાની તલાશ શરૂ કરી.

ફરમાવે છે : મેં તેટલી રિયાઝતો (વ્યાયામ) નથી કરી, જેમકે અમુક અવલિયાઉલ્લાહે કરી; પરંતુ ખૂબ જ સારી દેણના નસીબ થવામાં તે પ્રતિક્ષા અને બેચેની, બેકરારી સહન કરી જે ઘણી બધી રિયાઝતો અને સખતીઓને શામિલ હતી. તે જમાનામાં મારાં વાલિદહ મારી બેકરારી, બેદારીની પુષ્કળતા અને વધુ પડતી કમજોરી જોઇને ઘણાં જ હતાશ અને દુઃખી થતા હતાં અને અતિ કાકલૂદીપર્વક અરજ કરતાં : ખુદાવંદ ! મારા દિકરાની મુરાદને પૂરી કર, નહિંતર મને જીવિત ન રાખ. હું તેની નાકામી અને બેઆરામીને જોવાનું બરદાસ્ત કરી શકતી નથી. વધુ પડતાં તહજ્જુદના સમયે આવી જ દુઆઓ બારગાહે ખુદાવંદીમાં કરતા હતાં. બસ, આપની દુઆઓ અને મુનાજાતથી અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાએ આ મરતબાઓ મને નસીબ ફરમાવ્યા. અલ્લાહ સુબ્હાનહુ વ તઆલા અમારા તરફથી બહેતર બદલો અતા ફરમાવે, (આમીન.)

## પ્યારે નબી (ﷺ) નાં વાલિદહ માજિદહ

રિસાલતે મઆબ (ﷺ)ને હંમેશા સબ્ર, ધીરજ અને બહાદુરીનો સબક આપ્યો. જાતે પૂરી જિંદગી તેના પર અમલ કર્યો. આપ (ﷺ)એ નિસાસો અને ફરિયાદ અને આંસું વહેડાવવાની મનાઇ ફરમાવી છે; પરંતુ એક વખતે આપ (ﷺ)ની આંખોમાંથી આંસુ નીકળી આવ્યા હતાં.

બદ્રની અગાઉ રિસાલતે મઆબ (ﷺ) સહાબએ કિરામ (રદિ.)ની સહવાસમાં ગઝવએ અબ્વાઅ્ માટે ગયા તો ગઝવહથી ફારિગ થઇ નબીએ કરીમ (ﷺ)પોતાના વાલિદહની કબર મુબારક પર હાજર થયા, જે તે વિસ્તારમાં હતી. વાલિદહના કદમોમાં હુઝૂર (ﷺ) જઝબાતી થઇ ગયા. આપ (ﷺ)ના આંસુ જોઇ સહાબએ કિરામ (રદિ.)એ આશ્ચર્યથી પૂછયું : યા રસૂલલ્લાહ (ﷺ)! આપની આંખોમાં આંસુ ! અર્થાત્ આપ (ﷺ)તો ફરમાવતા હતા : મરનારાઓ પર રડવું ન જોઇએ અને હવે અમે શું જોઇ રહયા છે, આપ (ﷺ) જેવા મજબૂત, બહાદુર અને જરી ઇન્સાનની આંખો પણ ભીની છે.

તેના પર આપ (ﷺ)એ જે કંઇ ફરમાવ્યું તેનો ખુલાસો એ છે કે, આ મુહબ્બતના આંસુ છે. અર્થાત્ આ એક દીકરાની તરફથી પોતાની વાલિદહ મુહતરમાની ખિદમતમાં તોહફો અને માન છે. આંસુઓને નિરુત્સાહ યા નિસાસાથી કોઇ સંબંધ નથી. આ તો અનાધિકાર આંસુ છે, જે આ ''હરમે મુહતરમ''માં હાજરીનો ભકિતભાવ છે. આ મા જેમનાં પગો તળે જન્નત છે. ભકિતભાવના પુષ્પ રૂપે આંસુઓનો ગુલદસ્તો છે. અલ્લાહ તઆલા સૌને આ મહાન વ્યકિતત્વ ''મા''ની ખિદમત અને કદરથી સૂચિત રાખે. (આમીન)

## હઝરત ઝુબેર (રદિ.)નાં વાલિદહ હઝરત સફિય્યહ (રદિ.)

હઝરત સફિય્યહ બિન્તે અબ્દુલ મુત્તલિબની ગણતરી અતિમાનનીય સહાબિય્યાતમાં થાય છે. તેઓ સગાઇમાં નબીએ કરીમ (ﷺ)નાં ફોઇ હતાં અને હઝરત હમ્ઝહ (રદિ.)ના સગાં બહેન હતાં. તેમણે પોતાની જિંદગીમાં બે નિકાહ કર્યા. પહેલા નિકાહ હારિસ બિન હર્બ ઉમવીથી કર્યા. તેમના મરણ પછી અવ્વામ બિન ખુવૈલિદ કુરૈશી અલ-અસદીની નિકાહમાં આવ્યાં. જેઓ હઝરત ખદીજહ (રદિ.)નાં ભાઇ હતાં. હુઝૂર (ﷺ)ના પ્યારા સહાબી (રદિ.) હઝરત

ઝુબેર (રદિ.) આ જ અવ્વામ બિન ખુવૈલિદથી પેદા થયા. હઝરત ઝુબેર (રદિ.) બચપણમાં જ પિત્રુછાયાથી મહરૂમ થઇ ગયા. ત્યાર પછી હઝરત સફિય્યહ (રદિ.) એ પોતાના દીકરાની સહીહ તર્બિયતના લીધે પૂરી જિંદગી વિધવાની હાલતમાં વિતાવી. નબીએ કરીમ (ﷺ)એ લોકોને હકની બાજુ બોલાવવાનું શરૂ કર્યું તો હઝરત સફિય્યહ અને હઝરત ઝુબેર (રદિ.)એ ઇસ્લામ કબૂલ કર્યો. હઝરત સફિય્યહ (રદિ.)એ હઝરત ઝુબેર (રદિ.)ની તરબિયત ખુબ જ ઉમદા તરીકાથી કરી. તેમની આરઝુ હતી કે તેમનો ફરઝંદ મોટો થઇ એક લીડર અને બહાદુર સિપાહી બને. આ જ મકસદે તેઓ હઝરત ઝુબેર (રદિ.)થી સખત મહેનતનાં કામ લેતાં.

કયારેક કયારેક મારપીટથી પણ બચતાં ન હતાં. હાફિઝ ઇબ્ને હજર અસ્કલાની (રહ.)એ ઇસાબહમાં લખ્યું છે કે, હઝરત ઝુબેર (રદિ.)નો બચપણમાં એક જવાન અને મજબૂત આદમીથી મુકાબલો પેશ આવ્યો. તેમણે એવો ફટકો માર્યો કે તેનો હાથ તૂટી ગયો. લોકોએ હઝરત સફિય્યહ (રદિ.)ને ફરિયાદ કરી તો લાચારી કરવાને બદલે તેમને સવાલ કર્યો : તમે ઝુબેર (રદિ.)ને બહાદુર પામ્યા અથવા ડરપોક ?

તાત્પર્ય એ કે માની તરબિયતની અસર એ થઇ કે, હઝરત ઝુબેર (રદિ.) મોટા થઇ એક શૂરવીર, યુદ્ધમાં પંકિતબદ્ધ સેનાને ચીરી નાખનાર અને સિંહ સિફત બહાદુર બન્યા. અલ્લાહ તઆલાએ હઝરત ઝુબેર (રદિ.)ને આમ પણ નેક આદતથી નવાજયા હતા. માની તરબિયતે તેમના ઉમદાપણાને ચાર ચાંદ લગાવી દીધાં અને તેમના દિલમાં ઇસ્લામ અને હુઝૂર (ﷺ)ની મુહબ્બત કૂટી કૂટીને ભરી દીધી. (તઝકારે સહાબિય્યાત)

## સૈફુલ્લાહ હઝરત ખાલિદ (રદિ.) ના વાલિદહ

હઝરત ખાલિદ બિન વલીદ (રદિ.) ૨૨, જમા.આખરના હિમ્સ નામની જગાએ વફાત પામ્યા. હઝરત ઉમર (રદિ.)એ જનાઝહમાં હાજર હતા. એક દિવસ હઝ. ઉમર (રદિ.)એ હઝ. ખાલિદનો વાલિદહને જોયાં કે પોતાના પ્રસિદ્ધ બેટાના ગમમાં હાડકાનું પિંજર થઇ ગયા છે. આપ (રદિ.)એ પૂછયું : આ કોણ બીબી છે જેઓ આટલા બધાં ગમગીન અને પરેશાન છે ? અરજ કરી : આ હઝરત ખાલિદ (રદિ.)નાં વાલિદહ છે. આપ (રદિ.)એ ફરમાવ્યું : ખુશનસીબ છે તે મા જેના પેટથી ખાલિદ (રદિ.) જેવા ફરઝંદ પેદા થયા. પછી ફરમાવ્યું :

જયાં સુધી નેઅ્‌મત મોજૂદ હોય છે તેની પ્રતિષ્ઠા અને માનમરતબાનો પત્તો મળતો નથી; પરંતુ જયારે ખતમ થાય છે ત્યારે તેની પ્રતિષ્ઠાનો પત્તો જણાય છે. (ઇસ્મત કરાચી-નવેમ્બર ૧૯૯૩ ઇસવી)

## હઝરત ઈમામ શાફિઈ (રહ.)નાં અમ્માજી

હઝરત ઇમામ શાફિઈ (રહ.)ના વૃદ્ધા વાલિદાએ પોતાના દીકરાને ઇલ્મ પ્રાપ્તિ માટે સફર પર રવાના કરતાં કહયું : ''બેટા ! મારી આરઝુ છે કે તું નબીએ કરીમ (ﷺ)ના ખ્યાલો - વિચારોથી લાભદાયી કરે. બેટા ! મારી પાસે અત્યારે તમને આપવા માટે કંઇક પણ નથી. ન રૂપિયા-પૈસા અને ન અનાજ, પરંતુ તમારે ફિકર ન કરવી જોઇએ. તમે જેના માર્ગમાં ઘરેથી જઇ રહયા છો તે સફરની વચ્ચે જાતે જ તમારો બંદોબસ્ત કરશે. તે પોતાના સાલિહ બંદાઓની જરૂરતો પૂરી કરે છે અને તમારી પણ દરેક જરૂરત પૂરી કરશે''.

આમ કહી માએ બે જૂની ચાદરો દીકરાના હવાલે કરી અને દુઆઓ આપતાં દીકરાને પ્યાર આપ્યો અને કહયું : બેટા ! જાવ, અલ્લાહ તઆલા તમારો સમર્થક, મદદગાર, હિફાઝત કરનાર, સંરક્ષક થાય અને તમને ઇલ્મના આસમાન પર સૂરજની જેમ ચમકાવે. હઝરત શાફિઈ (રહ.)માની દુઆઓ પછી ખાલી હાથે અલ્લાહ તઆલાના ભરોસા પર નીકળી પડયા. મકકા શરીફથી રવાના થઇ જયારે તેઓ ઝીટુવા મુકામ પર પહોંચ્યા તો એક પડાવમાં એક બુઝુર્ગ મળ્યા જેઓ તેમના પર મહેરબાન થયા અને તેમને એક પ્રતિષ્ઠિત મહેમાન રૂપે પોતાના સહપંથી બનાવી મદીના મુનવ્વરહ પહોંચ્યા. એક દિવસના અંતર બાદ તેઓ મદીના શરીફમાં દાખલ થયા. જયાં મસ્જિદે નબવી પર નજર પડી તો તેમણે મસ્જિદે નબવીમાં દાખલ થઇ નમાઝ પઢી, પછી હુઝૂર (ﷺ)ના રવઝએ અકદસ પર હાજરી આપી, સલામ પઢયા અને પાછા ફરી મસ્જિદમાં બેસી ગયા. એક બુઝુર્ગ દર્સ આપી રહયા હતા અને ચારેય બાજુ લોકો બેઠેલા હતા. બુઝુર્ગે ઊંચા અવાજે ફરમાવ્યું : ''મારાથી નાફિએ અને નાફિએ અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત કરી છે કે, મારાથી આ કબરમાં આરામ ફરમાવનારે (આમ કરી તે બુઝુર્ગે સીધા હાથથી નબીએ કરીમ (ﷺ)ના રવઝએ મુબારકની તરફ ઇશારો કરતાં એક પૂરી હદીસ સંભળાવી અને પછી આવી રીતે બીજી હદીસો સંભાળવતા રહયાં. આ ઇમામ માલિક (રહ.) હતાં. હઝરત ઇમામ શાફિઈ (રહ.)એ ઇમામ માલિક (રહ.)ના દર્સમાં હાજરી આપી અને તેમની કિતાબ હિફઝ કરી.''

આઠ મહીના પછી આપે કૂફામાં ઇમામ અબૂ યૂસુફ અને મુહમ્મદ (રહ.)થી ઇલ્મે હદીસના સિલસિલામાં થોડો લાભ ઉઠાવ્યો અને ઇમામ મુહમ્મદ (રહ.) પાસે નિવાસી થયા. પછી ઇરાક અને ફારિસમાં અલગ-અલગ જગાઓ પર ઘૂમી ઇલ્મે હદીસના આલિમોથી જે કંઇ મળ્યું, હાસિલ કર્યું. પછી બગદાદમાં બાદશાહ હારૂનુર્રશીદને મળ્યા અને બાદશાહના કાલાવાલા પર નજરાનના કલેકટર બન્યા. ત્રણ વર્ષથી વધુ મુદ્દત ગુજર્યા પછી આપ ફરીવાર ઇમામ માલિક (રહ.)ની મુલાકાત માટે રવાના થયા. બગદાદમાં ઇમામ અહમદ બિન હમ્બલ (રહ.), સુફિયાન બિન અવ્ઝાઇ (રહ.)ના સિવાય હદીસના બીજા ઉલમાઅથી પણ મળ્યા અને તેઓથી હદીસો પ્રાપ્ત કરી. પછી આપના જૂના મુહસિન હઝરત ઇમામ માલિક (રહ.)એ તેમને ત્રણ દિવસ મહેમાન રૂપે રાખ્યા અને ઘણી મુશ્કેલીથી તેમને અઢી હજાર સોનાના દીનાર, ખુરાસાનના ઘોડા અને મિસરના ખચ્ચર હદિયહ રૂપે કબૂલ કરવા પર રાજી કર્યા. હવે, ઇમામ શાફિઇ (રહ.) પોતાનાં અમ્માજીની મુલાકાત માટે રવાના થયા તો વિવિધ કપડાંઓ, અનાજ અને દીનારો-દિરહમથી લડાયેલા હતાં અને સાથે અસંખ્ય જાનવર, ઘોડાઓ, ખચ્ચર પણ હતાં. તેમણે એક માણસ અગાઉ મકકા શરીફ મોકલી પોતાનાં અમ્માજીને આવવાની ખબર આપી દીધી. મકકા શરીફ પહોંચ્યા તો શાનદાર સ્વાગત કરવામાં આવ્યું; પરંતુ વાલિદહ નારાજ નજર આવ્યાં. પૂછવા પર માએ બતાવ્યું : ''બેટા ! મેં તમને હદીસે રસૂલ (ﷺ)ની દોલતથી માલામાલ થઇ પાછા ફરવા માટે મોકલ્યા હતા, પરંતુ તમે દુનિયા લઇ પાછા આવ્યા. જે ઘમંડની પૂંજી છે, દિલમાં મોટાઇનો ખ્યાલ પેદા કરે છે અને બીજાઓને તુચ્છ સમજે છે''. ઇમામ શાફિઇ (રહ.)એ વિચાર્યું કે વર્ષોથી પઢવા અને શીખવા છતાં આજે પોતાનાં અમ્માજીથી જે શીખ્યું તે આથી પહેલાં ન શીખી શકયો હતો. તેમણે પોતાના વાલિદહની ઇચ્છા મુજબ ઊભાં-ઊભાં પોતાની બધી દોલત મકકા મુકર્રમહના ગરીબો-નાદાર લોકોને વહેંચી દીધી. ફકત દસ દીનાર પોતાની પાસે રાખ્યા કે વખત પર કામ લાગે. માને દસ દીનારનું ઇલ્મ થયું તો બોલ્યાં : દસ દીનાર પર ભરોસો કરવાનો અર્થ બધું દેનાર પર ભરોસો ન હોવો છે, આ દસ દીનાર પણ વહેંચી આપો. આ સાંભળી ઇમામ શાફિઇ (રહ.)એ તે દસ દીનાર પણ વહેંચી દીધા અને આપે મહસૂસ કર્યું કે હવે આપનો હાથ ખાલી છે, પરંતુ દિલ એટલું માલદાર છે કે આથી અગાઉ કદી પણ આવું માલદાર ન હતું.

# ચાર શહીદોનાં મા

હઝરત ખન્સા (રદિ.) મશહૂર શાઇરહ હતાં. પોતાની કોમના અમુક આદમીઓ સાથે મદીના શરીફ આવી મુસલમાન થયાં. ઇબ્ને અસીર (રહ.) ફરમાવે છે : અહલે ઇલ્મ આ વાત પર સહમત છે કે કોઇ ઓરતે તેમનાથી બહેતર પંકિત કહી નથી, ન પહેલાં અને ન બાદમાં. હઝરત ઉમર (રદિ.)ના ખિલાફતના જમાનામાં સન હિજરી ૧૬માં કાદિસિયાની લડાઇ થઇ જેમાં હઝરત ખન્સા (રદિ.) પોતાના ચાર બેટાઓ સહિત શરીક થયાં. -અનુવાદક

હઝરત ખન્સા (રદિ.)નાં ચાર બેટાઓ હતા, ચારેયને પ્યાર કરે છે અને તલવાર આપે છે અને ઊભાં થઇને કહયું : બેટો ! જુઓ, મારા વાળો સફેદ થઇ ચૂકયા છે, બેટો ! વુઝૂ સાથે ઊભી છું, મેં કદાપિ વગર વુઝૂએ અને કુઆનિ મજીદની તિલાવતે તમને દૂધ પિવડાવ્યું નથી. બેટો ! મેં સવારના સિજદહમાં રડી-રડીને દુઆઓ કરી છે. બેટો ! મેં લોકોની ઘંટી ચલાવી તમારા માટે તલવારો લાવી છું. બેટો ! આજે હું જોવા માંગુ છું, મને ગર્વ છે કે આજે મારા બેટાઓ મેદાનમાં મુજાહિદ છે. બેટો ! કોઇની પીઠ પર તીર યા તલાવર લાગે અને તમે નાશી છૂટયા તો હું શરમથી મરી જઇશ, મારું દૂધ બરબાદ થઇ ગયું, મારી બધી દુઆઓ ખતમ થઇ ગઇ. જુઓ ! છાતી જખમી થઇ જાય, પીઠ ફેરવવી નહિ. બેજિગરીથી લડો. જો ચારેય શહીદ થઇ ગયા તો હું અલ્લાહ તઆલાથી કહીશ : યા અલ્લાહ ! મારી કુરબાની કબૂલ કર. આ મા છે. જાવ બેટો ! હું તમને શહીદ જોવા માંગું છું. જાવો તો ગાઝી, લડો તો મુજાહિદ, આવો તો ફાતિહ, પડો તો શહીદ. ચારેય માટે દુઆ કરે છે : અલ્લાહ ! મારી અમાનત તારા હવાલે અને તું તેમને શહાદતની મોત આપ. ખબર થઇ કે જંગના મેદાનમાં ઘણાં માણસો શહીદ થયાં. સીધા ગયાં, ઘણાં ખુશ હતાં, રડતાં ન હતાં. દીકરાઓના અલગ-અલગ જગાએ ટુકડાઓ પડયા હતા, જોઇને કહે છે : અલ્હમ્દુ લિલ્લાહ ! જે દુઆ કરી હતી તે કબૂલ થઇ ગઇ.

દરેકની પીઠ પરથી કપડું ઉઠાવ્યું કે તીર તો નથી, નાશેલા તો નથી. જોયું તો છાતી જખમી અને ખૂન જારી હતું. અમુક જીવતાં પણ હતાં. ફરમાવ્યું : લોકો ! આવો, મને મુબારકબાદી આપો કે આ શહીદોની મા બેઠી છે. મને ગર્વ છે કે મારા દીકરાઓ મુહમ્મદ (ﷺ) ના દીન પર કુરબાન થઇ કબૂલ થઇ ગયાં. દુઆ કરો અલ્લાહ તઆલા આવી માઓ અતા ફરમાવે. આમીન.

(ઉસ્દુલ ગાબહ : ૬/૯૩, ખુત્બાતે દીનપૂરી : ૧/૨૦૦)

# તા'લીમની મોહિત (મુગ્ધ) મા

બનૂ ઉમય્યહના શાસનકાળમાં એક બુઝુર્ગ અબ્દુર્રહમાન ફર્રૂખ નામી ફોજી હતા. તે દૌર ઇસ્લામી વિજયનો દૌર હતો અને મુસલમાન દુનિયાને ઇસ્લામી ઝંડા તળે લાવવાનો ધ્યેય કરી રહયા હતા. આ ચળવળમાં તેમને સત્તાવીસ વર્ષ લાગી ગયા. જયારે પાછા ફર્યા તો જે બચ્ચાને માના પેટમાં છોડી ગયા હતા. તેઓ મોટા થઇ રબીઅહ નામથી પ્રચલિત થઇ ચૂકયા હતા. ઇમામ માલિક અને ખ્વાજા હસન બસરી (રહ.)તેમની શાગિર્દી પર ગર્વ કરતા હતા. ફર્રૂખ જતી વેળા ત્રીસ હજાર અશરફીયો બીવીને સોંપી ગયા હતા. તેના વિશે પૂછપરછ કરી. બીવીએ કહયું : ગભરાવો નહીં, મોજૂદ છે. તે દરમિયાન ફર્રૂખ મસ્જિદે નબવીમાં નમાઝ પઢવા ગયા તો જોયું કે એક શૈખ માથું ઝુકાવી, ઊંચી ટોપી પહેરી, દર્સના વર્તુળમાં બિરાજમાન છે અને ખ્વાજા હસન બસરી અને ઇમામ માલિક (રહ.)જેવી મહાન વ્યકિતઓ દર્સમાં શામિલ છે અને તલબએ કિરામની એક ભીડ ચારેય બાજુથી શૈખને ઘેરી લીધાં છે. પૂછયું : આ કોણ શૈખ છે ? સાંભળનારાઓ જવાબ દીધો : રબીઅહ બિન અબ્દુર્રહમાન. ફર્રૂખની પ્રસન્નતાનો અંદાજો તે સમયે સિવાય ઇલ્મુલ ગૈબના બીજું કોણ કરી શકતું હતું. ઘરે બીવીથી પૂરો બનાવ બયાન કર્યો. પત્નીએ કહયું : દીકરાની આ શાન (કીર્તિ) બહેતર છે યા ત્રીસ હજાર અશરફિયો ?

પતિએ કહયું : અલ્લાહ તઆલાની કસમ ! હું આ શાનને પસંદ કરું છું. પત્નીએ કહયું : મેં તે અશરફિયો રબીઅહની તા'લીમમાં ખર્ચ કરી દીધી. પતિએ કહયું : તમે તે માલ ખુવાર કર્યો નથી.

કિસ્સામાં આ વાત ચિંતનીય છે કે એક બાળક બાપની તરબિયતથી વંચિત રહી માની હિફાઝતમાં રહે અને માના કબજામાં હજારો અશરફિયો હોય, પછી બાળકને આવી કિંમતી તા'લીમ અપાવે કે તેમના શાગિર્દ દુનિયાના પ્રસિદ્ધ શાગિર્દ હોય. બેશક, આ તે યુગની ઓરતોની બુદ્ધિશાળી અને ઇલ્મપ્રેમી હોવાનો પુરાવો છે. આપણા સમાજમાં જો ચૌદમી સદીની કોઇ માના અધિકારમાં હજાર અશરફિયો અને એક બચ્ચું દેવામાં આવે તો માલૂમ નહિ માનો લાડ-પ્યારથી બુલંદ ઇકબાલ સાબિઝાદહના અખ્લાક કયાં સુધી પ્રગતિ કરે !!

(નિઝામુલ મલિક તૂસી : ૨/૬૮૯, ખઝીનહ : ૧૧૪)

## ઉમ્મે આસિમ

હઝરત ઉમર (રદિ.)એક વખત કંઇ જઇ રહયા હતાં કે આપે એક વૃદ્ધાને દૂધ દોહતા જોયાં. આપ (રદિ.) થોડીક વાર ત્યાં થોભી ગયા અને વૃદ્ધાને કહયું : મુહતરમા! મુસલમાનોને ધોકો ના દીજો, દૂધમાં પાણી ના ઉમેરજો. જવાબ દીધોઃ અમીરુલ મુઅમિનીનનો હુકમ, માથું આંખો પર.

થોડાક દિવસો પછી હઝરત ઉમર (રદિ.) ફરી ત્યાંથી ગુજર્યા. આપ (રદિ.)એ વૃદ્ધાને કહયું : મેં તમારાથી વચન ન લીધું હતું કે, દૂધમાં પાણી ના મિલાવજો. વૃદ્ધાએ કહયું : અલ્લાહ તઆલાની કસમ ! અમીરુલ મુઅમિનીન તે જ દિવસથી મેં પાણી નથી મિલાવ્યું. એટલામાં તંબૂમાંથી વૃદ્ધાની છોકરીએ જરાક જોરથી કહયું : અમ્માજી ! જુઠી કસમ ના ખાવ, તમે વચનનો ભંગ કર્યો છે. હઝરત (રદિ.)ના કાનમાં છોકરીના આ શબ્દો પડયા તો તેમને છોકરીની પ્રમાણિકતા અને હિમ્મત પર ઘણી નવાઇ અને ખુશી થઇ. આપ (રદિ.)એ સાહિબઝાદોને કહયું : તમારાથી કોણ તેની સાથે શાદી કરવા તૈયાર છે ? શકય છે અલ્લાહ તઆલા તેના પેટથી કોઇ એવી જ સઇદ (નેક બખ્ત)અને પ્રમાણિક વ્યકિતત્વને પેદા કરે. હઝરત ઉમર (રદિ.)ના દીકરા આસિમે કહયું : હે અમીરુલ મુઅમિનીન! હુ તે છોકરીથી શાદી કરવા તૈયાર છું.

હઝરત ઉમર (રદિ.)ના દીકરા આસિમની શાદી તે છોકરીથી થઇ ગઇ. તે ઓરતના પેટથી ઉમ્મે આસિમ પેદા થયાં. જેમનાથી અબ્દુલ અઝીઝ બિન મરવાનની શાદી થઇ.

ઉમ્મે આસિમના પેટથી તારીખની તે સુપ્રસિદ્ધ વ્યકિતત્વ પેદા થઇ જેમનું નામ હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.) છે. જેમનાં શાસનકાળ વિશે ઇતિહાસકારો સહમત છે કે તે ખિલાફતે રાશિદહના પ્રતિબિંબ હતાં.

## શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)નાં અમ્માજી

પીરાને પીર સય્યિદુના હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)નાં વાલિદહ સય્યિદહ ફાતિમહ ઉમ્મુલ ખૈર (રહ.) ઘણાં સદાચારી, આબિદહ, ઝાહિદહ અને નેક ખાતૂન હતાં. તેમની શાદી સય્યિદ અબૂ સાલિહ જંગીદોસ્ત (રહ.)થી થઇ. જેઓ એક મોટા સંયમી, પરહેઝગાર અને ખુદાના બંદા હતા. ભરપૂર યુવાનીમાં સય્યિદ અબૂ સાલિહ વધુ ઇબાદતો અને મુજાહદહ (વધુ પ્રમાણમાં અને સખત રીતે ઇબાદત)માં તલ્લીન રહેતા હતા. એક વખતે દરિયાના

કિનારે ઇબાદત કરી રહયા હતા. ખાવા ખાવાને ત્રણ દિવસ થઇ ચૂકયા હતા. અચાનક એક સફરજન દરિયામાં વહેતું આવતાં જોયું. બિસ્મિલ્લાહ પઢી તેને ઉઠાવી લીધું અને ખાઇ ગયા. પછી દિલમાં ખ્યાલ આવ્યો કે, ખબર નહિ, આ સફરજનનો માલિક હશે? મેં ઇજાઝત વગર ખાઇ અમાનતમા વિશ્વાસઘાત કર્યો. આ ખ્યાલ આવતાં જ ઊભા થઇ દરિયાના કિનારે-કિનારે પાણીના વહેણની વિરુદ્ધ દિશામાં સફરજનના માલિકની ખોજમાં ચાલવા માંડયા. ઘણું ચાલ્યા પછી તેમને દરિયાના લગોલગ એક વિશાળ બગીચો નજરે પડયો, જેમાં સફરજનનું એક ઝાડ હતું, જેની ડાળીઓ પરથી પાકેલાં સફરજન પાણીમાં પડતા હતાં. સય્યિદ અબૂ સાલિહ (રહ.)એ લોકો પાસેથી આ બાગના માલિકનું ઠેકાણું મેળવ્યું, તો તે બાગના માલિક જીલાનની મોટી વ્યકિત હઝરત સય્યિદ અબ્દુલ્લાહ સોમઈ (રહ.) હતા. વિના વિલંબે તેમની ખિદમતમાં હાજર થઇ પૂરી ઘટના બયાન કરી અને નમ્રતાપૂર્વક ઇજાઝત વિના સફરજન ખાવા બદલ માફી માંગી.

સય્યિદ અબ્દુલ્લાહ સોમઈ (રહ.) જોતાં જ સમજી ગયા કે નેક સિફત નવયુવાન છે. દિલમાં થયું કે ખિદમતમાં રાખવો જોઇએ. ફરમાવ્યું : દસ વરસ સુધી આ બાગની રખેવાળી કરવી પડશે અને આધ્યાત્મિક (Spiritual) સુધારણા અને કેળવણીનું કામ કરો, પછી માફીનું વિચારીશ. સય્યિદ અબૂ સાલિહ (રહ.)એ આ શરત મંજૂર કરી લીધી અને દસ વર્ષ સુધી બરાબર બાગની રખેવાળી કરતા રહયા. તદુપરાંત, સય્યિદ અબ્દુલ્લાહ સોમઈ (રહ.)ના માર્ગદર્શન દ્વારા આધ્યાત્મિક સુધારણા કરતા રહયા. દસ વરસ પછી સય્યિદ અબ્દુલ્લાહ (રહ.)ની ખિદમતમાં હાજર થયા. હઝરત અબ્દુલ્લાહ (રહ.)એ કહયું : વધુ બે વરસ બાગની દેખરેખ ચાલુ રાખો. સય્યિદ અબૂ સાલિહ (રહ.)એ વધુ બે વરસ ગુજાર્યા. બાર વરસની લાંબી મુદ્દત પછી સય્યિદ અબ્દુલ્લાહ (રહ.)એ તેઓને બોલાવી ફરમાવ્યું, હવે તમે અખરાતની કસોટી પર પૂરા ઊતર્યા છો. વધુ એક ખિદમત બાકી છે. તે આ છે કે મારી એક બેટી છે જે લંગડી, હાથોથી લૂંજી (ઠૂંઠી), કાનોથી બહેરી અને આંખોથી આંધળી છે, તેને તમારા નિકાહમાં કબૂલ કરી લો, તો સફરજનની માફી. સય્યિદ અબૂ સાલિહ (રહ.)એ આ શરત મંજૂર રાખી અને સય્યિદ અબ્દુલ્લાહ (રહ.)એ પોતાની નેક દુખ્તરના નિકાહ તેમની સાથે કર્યા.

નિકાહ પછી સય્યિદ અબૂ સાલિહ (રહ.) સર્વપ્રથમવાર પોતાની પત્ની

પાસે ગયા તો પત્નીને જોઇ આશ્ચર્યમાં પડી ગયા. છોકરીના બધા જ અવયવો દુરુસ્ત અને બરાબર છે અને ખુબસૂરત પણ છે. દિલમાં ખ્યાલ આવ્યો કે બીજી છોકરી હશે. ઝટપટ બહાર નીકળ્યા અને શૈખ અબ્દુલ્લાહ (રહ.)ની ખિદમતમાં હાજર થઇ પૂરી ઘટના સંભળાવી. તેમણે કહયું: તે જ મારી લખ્તે જીગર (દીકરી) છે. તેના જે ગુણો મેં વર્ણવેલા હતા તેનો અર્થ એ હતો કે તેણે આજ સુધી કોઇ કામ શરીઅતની વિરુદ્ધ કર્યું નથી એટલે ઠૂંઠી છે, આજ સુધી ઘરની બહાર પગ કાઢયો નથી એટલે લંગડી છે, આજ સુધી સત્ય સિવાય સાંભળ્યું નથી એટલે બહેરી છે, આજ સુધી નામહરમ (જેની સાથે નિકાહ થઇ શકે એવી વ્યકિત) પર નજર પડી નથી એટલે આંધળી છે. હવે સય્યિદ અબૂ સાલિહ (રહ.) સમજ્યા કે, મારી પત્ની આટલા અસાધારણ ગુણોની માલિક છે. આવી રીતે આ પાકબાઝ, સંયમી, નેકનામી વ્યકિતઓની રફાકત (વિવાહિત જિંદગી)નો પ્રારંભ થયો.

તેઓ જીલાનમાં જ સ્થાયી થયા. આ શહેર ઇરાનમાં આવ્યું છે. ત્યાં જ સય્યિદહ ફાતિમહ (રહ.)ના પેટથી મતભેદ મુજબ ૪૭૦/૪૭૧ હિજરીમાં ઇસ્લામી જગતની તે માયએ નાઝ હસ્તી પેદા થઇ, જેમની મહાન તબ્લીગી અને ઇસ્લાહી કારનામોએ પાનખરેલા મિલ્લતના ઝાડને લીલુંછમ અને હરિયાળું કરી દીધું અને માર્ગથી ભટકેલા માનવીઓને સીધા માર્ગ પર ચાલનારા કરી દીધા. મારી મુરાદ સય્યિદુના શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)છે. હઝરત શૈખ હજી સગીર હતા કે પિત્રુછાયાથી મહરૂમ થઇ ગયા. માએ ઘણી સહનશીલતાથી કામ લીધું અને પોતાના ચાર વર્ષીય ફરઝંદની તઅલીમો-તરબિયત અને દેખરેખ પર ખાસ ધ્યાન આપ્યું હતું કે, સય્યિદના અબ્દુલ કાદિર જીલાની (રહ.)એક આદર્શ-સાલિહ જવાન બન્યા.

પ્રાથમિક તા'લીમ તેમણે સ્થાનિક મકતબમાં હાસિલ કરી. અઢાર વર્ષની ઉંમરમાં તા'લીમ માટે બગદાદ જવાનો ઈરાદો કર્યો. આ મકસદ માટે માથી ઇજાઝત તલબ કરી. તેમણે આંસુ ભરેલી આંખોથી પોતાના લખ્તે જિગરના માથા પર હાથ ફેરવ્યો અને ફરમાવ્યું : હે મારા નૂરે બશર ! તારી જુદાઇની એક ઘડી પણ મારાથી સહન થઇ શકતી નથી; પરંતુ જે મુબારક મકસદ માટે તમે બગદાદ જવા માંગો છો હું તે રસ્તામાં આડ નહિ બનું. ઇલ્મ પ્રાપ્તિ એક પવિત્ર ફરીઝહ છે. મારી દુઆ છે તમે બધા ઉલૂમોમાં કમાલ દરજ્જો હાસિલ કરો. કદાચ હું જિંદગીમાં તમારી શકલ ન જોઇ શકું; પરંતુ મારી દુઆઓ દરેક હાલતમાં તમારી સાથે રહેશે.

પછી ફરમાવ્યું : તમારા પિતાના વારસામાંથી એંસી દીનાર મારી પાસે છે.

ચાળીસ દીનાર તમારા ભાઇ માટે રાખું છું અને ચાળીસ મુસાફરીના સામાન અને ખર્ચ પેટે તમને સોંપું છું, પછી સય્યિદહ ફાતિમહ (રહ.)એ ચાળીસ દીનાર સય્યિદ અબ્દુલ કાદિર (રહ.) ની બગલ નીચે તેમની ગોદડીમાં સીવી દીધા. જયારે તેઓ રુખસદ થવા લાગ્યા તો ફરમાવ્યું : મારા બેટા! મારી છેલ્લી શિખામણ સાંભળી લ્યો, તેને કદાપિ ભૂલશો નહિ. હંમેશા સાચું બોલવું, ચાહે ગમે તે થાય. જૂઠની નજીક ભૂલથી પણ ભટકવું નહિ.

સઆદતમંદ (ભાગ્યશાળી, આજ્ઞાંકિત) ફરઝંદે અશ્રુભીની આંખે અરજ કરી : અમ્મી જાન ! હું સાચા દિલથી વાયદો કરું છું કે હંમેશા આપની શિખામણ પર અમલ કરીશ. સય્યિદહ ફાતિમહ (રહ.)એ સુપુત્રને ગળે લગાડયો અને એક ઠંડી આહ લઇ ફરમાવ્યું : જાવ, તમને અલ્લાહ તઆલાના હવાલે કરું છું. તે જ તમારો મદદગાર અને હિફાઝત કરનાર છે.

માથી વિદાય લઇ શૈખ અ.કાદિર (રહ.) બગદાદ જનારા એક કાફલા સાથે થયા. તે જમાનામાં લાંબા જંગલી રસ્તાઓમાં એકલ-દોકલ સફર કરવી શકય ન હતી. લોકો કાફલો બનાવી સફર ખેડતાં અને પોતાની હિફાઝતનો શકય રીતે પ્રબંધ કરતા હતા. ડાકૂઓનો ભય દરેક સમયે પીછો કરનાર રહેતો હતો. શૈખ અ.કાદિર (રહ.)નો કાફલો જયારે હમ્દાન (ઈરાન)થી આગળ ખરતંકના સૂમસામ પહાડી પ્રદેશમાં પહોંચ્યો તો સાઠ લૂંટારાઓએ કાફલા પર હુમલો કર્યો અને કાફલાવાળાઓના સામાન અને અસબાબને લૂંટી લીધો. શૈખ અ.કાદિર (રહ.) એક બાજુ ઊભા હતા. એક ડાકૂએ તેમને પૂછયું : હે લડકા ! તમારી પાસે કંઇ છે ? તેમણે મુશ્કેલી વિના શાંતિથી જવાબ આપ્યો : હા, મારી કને ચાળીસ દીનાર છે. તેમની જાહેરી હાલત જોઇ તેમની વાત પર યકીન ન થયું. તેણે તેમના પર રમૂજભરી નજર નાંખી ચાલતો થયો. પછી બીજા એક લૂંટારાએ તેમને આ જ સવાલ કર્યો. તેમણે તેને પણ તે જ જવાબ આપ્યો. આ ડાકૂ પણ મજાક ઉડાવી ચાલતો થયો. ધીમે-ધીમે આ વાત ડાકૂઓના સરદાર અહમદ બદવી સુધી પહોંચી. તેણે પોતાના સાથીઓને હુકમ કર્યો : તે છોકરાને પકડી મારી પાસે લાવો. ડાકૂઓએ સય્યિદ સાહેબને પકડી અહમદ બદવી સામે રજૂ કર્યા. પૂછયું : હે લડકા ! સાચેસાચું બતાવ, તમારી પાસે શું છે ? તેમણે બેધડક જવાબ આપ્યો : હું અગાઉ પણ તમારા બે સાથીઓને બતાવી ચૂકયો છું કે મારી પાસે ચાળીસ દીનાર છે.

સરદારે કહયું : કયાં છે ? કાઢી બતાવો. હઝરતે ફરમાવ્યું : મારી બગલની નીચે ગોદડીમાં સીવેલા છે. સરદારે ગોદડીને અધ્ધર કરી જોયું તો ખરેખર, તેમાંથી

ચાળીસ દીનાર નીકળ્યા. સરદાર અને તેના સાથી આ જોઇ આશ્ચર્યચકિત થઇ ગયા. સરદારે આશ્ચર્યજનક હાલતમાં કહ્યું : તમને માલૂમ છે કે અમે લૂંટારાઓ છીએ. તો પણ તમે દીનારોનો ભેદ અમારી સમક્ષ કેમ જાહેર કર્યો. તેનુ શું કારણ છે ?

હઝરતે ફરમાવ્યું : મારાં પાકબાઝ અમ્માજીએ ઘરથી રુખસદ કરતી વેળા મને શિખામણ આપી હતી કે, હંમેશા સાચું બોલવું. ભલા માણસો ! ચાળીસ દીનાર માટે હું અમ્માજીની શિખામણ કેવી રીતે ભૂલી જાઉં ?

આ સાંભળી સરદાર પર રુદન જારી થયું અને ડરતાં-ડરતાં બોલ્યો : આહ!!! હે બચ્ચા ! તમે તમારા માથી કરેલા વચનનો આટલો વિવેક-અદબ કરો છો.

અફસોસ છે મારા પર કે આટલા વર્ષોથી પોતાના પેદા કરનારના વચનનો ભંગ કરું છું. હે બચ્ચા ! આજથી હું આ કામથી તૌબહ કરું છું. બીજા ડાકૂઓએ પણ પોતાના સરદારનો સાથ આપ્યો. લૂટેલો માલ કાફલાને પરત કર્યો અને પછી નેકી અને પરહેઝગારીની જિંદગી પસંદ કરી લીધી. (ગુમનામ મુહસિન : ૪૩)

એક રિવાયત છે કે જે જમાનામાં શૈખ અ.કાદિર (રહ.) બગદાદમાં ઇલ્મ હાસિલ કરવામાં વ્યસ્ત હતા. એક વાર સય્યિદહ ફાતિમહ (રહ.)એ કોઇની સાથે સોનાનો ટૂકડો મોકલ્યો.

સય્યિદહ ફાતિમહ (રહ.)ની વફાત અંગેનું વર્ણન ખામોશ છે. અલબત્ત, કરાઇન (સંકેતો) થી જણાય છે કે તેમની વફાત શૈખ અ.કાદિર (રહ.)ના જમાનામાં તેમની ગેર હાજરીમાં થઇ.

## હઝરત બાબા ફરીદ (રહ.)નાં અમ્માજી

બચપણમાં અમે મોટા ભાગે હઝરત બાબા ફરીદ (રહ.)ના વિશે કિસ્સો સાંભળતા હતા. તેમનાં વાલિદાએ તેમને નમાઝની ટેવ પાડવા માટે કહ્યું : બેટા ! તમે નમાઝ પઢશો તો તમને ખાંડ મળશે. પછી ખાંડની પડીકી સંતાડી તેમના મુસલ્લા તળે રાખી મૂકતા. તેઓ નમાઝથી ફારિગ થઇ મુસલ્લો ઉઠાવતા તો ખાંડની પડીકી નીકળતી. એક દિવસે અચાનક તેમની વાલિદાને સફર પેશ આવી. હવે ચિંતાએ પીછો કર્યો કે આજે છોકરાને ખાંડની પડીકી ન મળી તો તેનો ભરોસો ઊઠી જશે, એટલે અલ્લાહ તઆલાથી દુઆ કરી કે, મારી વાતની લાજ રાખી લેજો. સફરથી પાછા ફર્યાં તો દીકરાને પૂછ્યું : ખાંડની પુડયા મળેલી ? બેટાએ જવાબ આપ્યો : હા, અમ્મી જાન ! ખાંડની પુડયા મળી હતી; પરંતુ

તેનો સ્વાદ તો કંઇક જુદો જ હતો. આવી ખાંડ તો મેં કયારેય ખાધી નથી. આ વાતથી ધારણા થઇ શકે છે કે તે માઓ પોતાના બચ્ચાંઓની તરબિયત માટે શું શું યુકિતઓ કરતી નહિ હોય.

## મિનારએ નૂર

હઝરત અબૂ ઉબૈદુલ્લાહ જલ્લાદે પોતાનાં મા-બાપની ખિદમતમાં આ તમન્ના દર્શાવી કે મને ફકત અલ્લાહ તઆલા પર વકફ કરી આપો અને મારી સંબંધિત આપની ગરજથી દરગુઝર ફરમાવો. તેમણે આ તમન્ના મંજૂર રાખી અને આપ મખ્લૂકની ખિદમતમાં લીન થયા. કાફી મુદ્દત પછી ઘરે આવ્યા અને દરવાજો ખખડાવ્યો. અંદરથી અવાજ આવ્યો, કોણ છે ?

આપે કહયું : આપનો દીકરો, જવાબ મળ્યો : અમારો એક ફરઝંદ હતો, તેને અમે અલ્લાહ તઆલાની રાહમાં રવાના કરી દીધો. અમે જે વસ્તુને દાન પેટે આપીએ છીએ, પરત લેતા નથી.

## મારા–તમારા નિકાહ ન રહયા

એક બુઝુર્ગ ફરમાવે છે : અમારે ત્યાં એક ઓરત ઝાકિરહ (ઝિક્ર કરનારી) હતી. તે નિકાહ કરતી ન હતી. તેમણે આદેશ પૂર્વક નિકાહ કરાવવા ચાહયું. તેમણે કહયું : હું નિકાહ તેનાથી કરું જે જૂઠ ન બોલે. નિકાહ થયા . છોકરો પેદા થયો. એક દિવસે બાપ છોકરાને બહેલાવી રહયા હતા અને મા પાણી ભરવા જઇ રહયાં હતાં. છોકરો રડી રહયો હતો. બાપે છોકરાને કહયું : ચૂપ થા, પેલી તમારી મા આવી રહી છે. જો કે તેઓ જઇ રહયાં હતાં. ઓરતે સાભળ્યું અને કહયું : તમે જૂઠું બોલ્યા. મારા તમારા નિકાહ ન રહયા, કેમ કે શરત હતી કે જૂઠું ન બોલવું. (મલફૂઝાતે તય્યિબાત : ૨૦૪)

## મહેલની જયોત

ખલીફા મામૂન એક વાર શિકાર માટે નીકળ્યા. ઘોડા પર બેસી ઘણે દૂર નીકળી ગયા અને ફુરાત નહેરના કિનારે પહોંચ્યા. તેમણે સુંદર કુંવારી છોકરી જોઇ, જેના ચહેરાથી માલૂમ પડતું હતું કે કોઇ અરબ ખાનદાનથી સંબંધ રાખે છે. તેના હાથમાં નાની મશક હતી, જેમાં પાણી ભરેલું હતું. આ પાણી તે નહેરથી ભરી લાવી હતી. નીચાણથી ઊંચાણ પર જતાં તે મશક સંભાળી ન શકી. તેણે મદદરૂપ થવા બાપને બૂમ પાડી; પરંતુ એવું સરળ અને સુંદર અને મનમાં બિરાજનાર વાકય કહયું કે મામૂન તેની ફસાહતો - બલાગત (વાક્પટુતા,

સાહિત્યની આલંકારિક શૈલી) પર ઘણી નવાઇ લાગી. મામૂને પૂછયું : હે છોકરી ! તું કયા કબીલાથી છે ? તે બોલી : હું બનૂ કિલાબથી છું.

*મામૂન :* તું આ કબીલામાં કેમ કરીને પેદા થઇ ?

*કુંવારી છોકરી :* હું એવા કબીલાથી છું જે પ્રતિષ્ઠિત છે, જેના પર કોઇ કલંક નથી. તે લોકો મહેમાનોની ઇઝઝત કરે છે. તલવાર ચલાવવામાં તેજ હાથ છે, પરંતુ હે શખ્સ ! તું કયા કબીલાથી છે ?

*મામૂન :* શું તું વંશ શાસ્ત્રી છે ?

*કુંવારી છોકરી :* હા, જાણું છું.

*મામૂન :* હું મફર અહમદનો વ્યકિત છું.

*કુંવારી છોકરી :* કોન મફર ?

*મામૂન :* તે જે વંશના કારણે બધામાં મુકર્રમ (સન્માન્ય) અને ખાનદાનના કારણે બધામાં ઇઝઝતદાર છે.

*કુંવારી છોકરી :* હું સમજી ગઇ કે તમે કનાનહથી છો. કનાનહની કઇ શાખા ?

*મામૂન :* જેમનાં છોકરાઓ સૌથી સુશીલ અને શાંતચિત્ત હોય છે.

*કુંવારી છોકરી :* હા, મેં જાણી લીધું. તમે કુરૈશી છો; પરંતુ કુરૈશના કયા ખાનદાનથી?

*મામૂન :* જેની વાતચીત સૌથી ઊંચી. જેની શેખી (અંહકાર) સૌથી ઊંચી.

*કુંવારી છોકરી :* ખુદાની કસમ ! તમે બનૂ હાશિમથી છો, પરંતુ બનૂ હાશિમનું કયું ઘરાણું ?

*મામૂન :* જેનું ઘરાણું સૌથી ઊંચુ છે. જેનું ખાનદાન સૌથી ઉત્તમ છે, જેનાથી હાશિમ હૈરતઝદહ (નિઃસ્તબ્ધ) હતાં.

આ સાંભળી કુંવારી છોકરીએ અદબથી માથું ઝુકાવી દીધું અને કહયું : અસ્સલામુ અલયકુમ ! યા અમીરલ મુઅમિનીન.

મામૂન આ છોકરીની વાતચીતથી ખુશ થયા. તેની ફસાહતો - બલાગત, હાજર દિમાગી, હાજર જવાબી અને બુદ્ધિ શકિત દરેક ચીજે ખલીફાને ઘણાં પ્રભાવિત કર્યા. મામૂને તે જ સમયે તે છોકરી સાથે નિકાહ કર્યા અને પોતાની સાથે લીધી. તેના પેટથી અબ્બાસ પેદા થયા. ખલીફા તેની દિલચસ્પ અને દિલનશીન વાતોથી મજા માણતા રહયા. તે મહેલમાં ઝગમગતી જયોત હતી. જેનાથી અંધારામાં અજવાળું થઇ જતું. (રિવાયતો-હિકાયાત : ૮૨) પ્યારે

સાહિત્યની આલંકારિક શૈલી) પર ઘણી નવાઇ લાગી. મામૂને પૂછયું : હે છોકરી ! તું કયા કબીલાથી છે ? તે બોલી : હું બનૂ કિલાબથી છું.

*મામૂન :* તું આ કબીલામાં કેમ કરીને પેદા થઇ ?

*કુંવારી છોકરી :* હું એવા કબીલાથી છું જે પ્રતિષ્ઠિત છે, જેના પર કોઇ કલંક નથી. તે લોકો મહેમાનોની ઇઝઝત કરે છે. તલવાર ચલાવવામાં તેજ હાથ છે, પરંતુ હે શખ્સ ! તું કયા કબીલાથી છે ?

*મામૂન :* શું તું વંશ શાસ્ત્રી છે ?

*કુંવારી છોકરી :* હા, જાણું છું.

*મામૂન :* હું મફર અહમદનો વ્યકિત છું.

*કુંવારી છોકરી :* કોન મફર ?

*મામૂન :* તે જે વંશના કારણે બધામાં મુકર્રમ (સન્માન્ય) અને ખાનદાનના કારણે બધામાં ઇઝઝતદાર છે.

*કુંવારી છોકરી :* હું સમજી ગઇ કે તમે કનાનહથી છો. કનાનહની કઇ શાખા ?

*મામૂન :* જેમનાં છોકરાઓ સૌથી સુશીલ અને શાંતચિત્ત હોય છે.

*કુંવારી છોકરી :* હા, મેં જાણી લીધું. તમે કુરૈશી છો; પરંતુ કુરૈશના કયા ખાનદાનથી?

*મામૂન :* જેની વાતચીત સૌથી ઊંચી. જેની શેખી (અંહકાર) સૌથી ઊંચી.

*કુંવારી છોકરી :* ખુદાની કસમ ! તમે બનૂ હાશિમથી છો, પરંતુ બનૂ હાશિમનું કયું ઘરાણું ?

*મામૂન :* જેનું ઘરાણું સૌથી ઊંચુ છે. જેનું ખાનદાન સૌથી ઉત્તમ છે, જેનાથી હાશિમ હેરતઝદહ (નિઃસ્તબ્ધ) હતાં.

આ સાંભણી કુંવારી છોકરીએ અદબથી માથું ઝુકાવી દીધું અને કહયું : અસ્સલામુ અલયકુમ ! યા અમીરલ મુઅમિનીન.

મામૂન આ છોકરીની વાતચીતથી ખુશ થયા. તેની ફસાહતો - બલાગત, હાજર દિમાગી, હાજર જવાબી અને બુદ્ધિ શકિત દરેક ચીજે ખલીફાને ઘણાં પ્રભાવિત કર્યા. મામૂને તે જ સમયે તે છોકરી સાથે નિકાહ કર્યા અને પોતાની સાથે લીધી. તેના પેટથી અબ્બાસ પેદા થયા. ખલીફા તેની દિલચસ્પ અને દિલનશીન વાતોથી મજા માણતા રહયા. તે મહેલમાં ઝગમગતી જયોત હતી. જેનાથી અંધારામાં અજવાળું થઇ જતું. (રિવાયતો-હિકાયાત : ૮૨)ખ્યારે

સાહિત્યની આલંકારિક શૈલી) પર ઘણી નવાઇ લાગી. મામૂને પૂછયું : હે છોકરી ! તું કયા કબીલાથી છે ? તે બોલી : હું બનૂ કિલાબથી છું.

*મામૂન :* તું આ કબીલામાં કેમ કરીને પેદા થઇ ?

*કુંવારી છોકરી :* હું એવા કબીલાથી છું જે પ્રતિષ્ઠિત છે, જેના પર કોઇ કલંક નથી. તે લોકો મહેમાનોની ઇઝઝત કરે છે. તલવાર ચલાવવામાં તેજ હાથ છે, પરંતુ હે શખ્સ ! તું કયા કબીલાથી છે ?

*મામૂન :* શું તું વંશ શાસ્ત્રી છે ?

*કુંવારી છોકરી :* હા, જાણું છું.

*મામૂન :* હું મફર અહમદનો વ્યકિત છું.

*કુંવારી છોકરી :* કોન મફર ?

*મામૂન :* તે જે વંશના કારણે બધામાં મુકર્રમ (સન્માન્ય) અને ખાનદાનના કારણે બધામાં ઇઝઝતદાર છે.

*કુંવારી છોકરી :* હું સમજી ગઇ કે તમે કનાનહથી છો. કનાનહની કઇ શાખા ?

*મામૂન :* જેમનાં છોકરાઓ સૌથી સુશીલ અને શાંતચિત્ત હોય છે.

*કુંવારી છોકરી :* હા, મેં જાણી લીધું. તમે કુરૈશી છો; પરંતુ કુરૈશના કયા ખાનદાનથી?

*મામૂન :* જેની વાતચીત સૌથી ઊંચી. જેની શેખી (અંહકાર) સૌથી ઊંચી.

*કુંવારી છોકરી :* ખુદાની કસમ ! તમે બનૂ હાશિમથી છો, પરંતુ બનૂ હાશિમનું કયું ઘરાણું ?

*મામૂન :* જેનું ઘરાણું સૌથી ઊંચુ છે. જેનું ખાનદાન સૌથી ઉત્તમ છે, જેનાથી હાશિમ હૈરતઝદહ (નિઃસ્તબ્ધ) હતાં.

આ સાંભળી કુંવારી છોકરીએ અદબથી માથું ઝુકાવી દીધું અને કહયું : અસ્સલામુ અલયકુમ ! યા અમીરલ મુઅમિનીન.

મામૂન આ છોકરીની વાતચીતથી ખુશ થયા. તેની ફસાહતો - બલાગત, હાજર દિમાગી, હાજર જવાબી અને બુદ્ધિ શકિત દરેક ચીજે ખલીફાને ઘણાં પ્રભાવિત કર્યા. મામૂને તે જ સમયે તે છોકરી સાથે નિકાહ કર્યા અને પોતાની સાથે લીધી. તેના પેટથી અબ્બાસ પેદા થયા. ખલીફા તેની દિલચસ્પ અને દિલનશીન વાતોથી મજા માણતા રહયા. તે મહેલમાં ઝગમગતી જયોત હતી. જેનાથી અંધારામાં અજવાળું થઇ જતું. (રિવાયતો-હિકાયાત : ૮૨)પ્યારે

## ખ્વાજા કુતુબુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)નાં અમ્માજી

ખ્વાજા કુતુબુદ્દીન બખ્તિયાર કાકી (રહ.)નાં અમ્માજીએ પાંચ વર્ષની ઉંમરમાં છોકરાને મસ્જિદે મોકલ્યા. ઉસ્તાદે કહયું : બિસ્મિલ્લાહિર્ - રહમાનિર્ - રહીમ, અલિફ. છોકરાએ પૂરી અલિફ લામ ઊભા થઇ સંભળાવી. ઉસ્તાદે કહયું : પઢવા આવ્યા છો કે સંભળાવવા ? કહેવા લાગ્યા : મારાં અમ્મા કુર્આને કરીમના હાફિઝહ છે, જયારે હાલરડું આપતા તો તિલાવત કરતાં. મેં દસ પારાઓ અમ્માની ગોદમાં સાંભળી યાદ કરી લીધા છે. અમ્માએ દુઆ આપી કે અલ્લાહ તઆલા હાફિઝ બનાવે. ઉસ્તાદ રડી પડયા અને કપાળ ચૂમ્યું. હાથ પકડી આવ્યા અને કહેવા લાગ્યાઃ માઇ, બીબી! આ કુતુબુદ્દીનને તમારા દરવાજે લાવ્યો છું. જે તેની તા'લીમમાં બરકત છે, મારા મદ્રસહમાં નથી. આ પઢવા આવ્યા નથી. સંભળાવવા આવ્યા છે. હું આપના દરવાજા પર લાવ્યો છું. શરૂ તમે કરાવ્યું તો પૂરું પણ આપ કરાવો. જે આપના પઢાવવામાં બરકત છે, મારા પઢાવવામાં નથી. અમ્માએ કુર્આને મજીદ પઢાવ્યું. (ખુત્બાતે દીનપૂરી : ૨/૨૩)

## ઈમામે બુખારી (રહ.)નાં અમ્માજી

તેમની આંખોથી આંસુઓની હરોળ લાગેલી હતી અને હાથ પોતાના માલિકની હુઝૂર દુઆ માટે ફેલાયેલા હતા. વિનમ્રતા અને વિનયતા પોતાની અંતિમ હદોને અડકી રહી હતી. કાકલૂદીપૂર્વક આમ દુઆ કરી રહયા હતાંઃ ઇલાહુલ-આલમીન ! તું જાણે છે, મુહમ્મદના જન્મ પૂર્વે જ મારી તમન્ના આ રહી કે, દીકરાને દીનનો આલિમ બનાવું, કાણર કે તારા દીનની ખિદમતની ફરજ બજાવે ; પરંતુ આ પણ જણાયું કે મારો દીકરો જન્મની અમુક મુદ્દત પછી પોતાની આંખોથી વંચિત થઇ ચૂકયો છે. જો કે અલ્લાહ તઆલાની ચાહત આ જ હતી, પણ તે વખતે ફિતરી આવેશ હેઠળ મારા દીકરાના અંધ હોવા વતી ઘણું દુઃખ થયું છે.

અંધેરી રાત ધીમે-ધીમે, પળ-પતિ-પળ વીતી રહી હતી. કાચા અને સાદા મકાનના દીવાલયમાં મૂકેલા દીવા કયારનાય ઓલવાઇ ચૂકયા હતા અને દિ'ભરના થાકેલા-પાકેલા રહીશો ઊંઘની ઊંડી અને શાંતિમય વાદીઓમાં ગુમ થઇ ચૂકયા હતાં. આવામાં જયારે સન્નાટો છવાઇ ગયો હતો, ત્યારે તુર્કિસ્તાન રાજયના મશહૂર શહેરના એક નાનકડા મકાનમાં આ ખાતૂન પોતાના રબ્બુલ ઇઝઝતના હુઝૂર રડી રહયાં હતાં.

આ મહાન ખાતૂન ઇમામુલ મુહદ્દિસીન ''ઇમામ બુખારી''નાં અમ્માજી હતાં. અતિ હૃદયપૂર્વક અને અંતરથી નવાફિલ અદા કરી. પછી તેઓ પોતાના દીકરા માટે દુઆ ગુજારી રહયાં હતાં. પૂરા ઇખ્લાસથી દામન ફેલાવી બોલ્યાં : હે આકાશો-જમીનના માલિક ! જિંદગી, મોત, તંદુરસ્તી અને બીમારી પર તારો અધિકાર છે. તું જ તેના પર કુદરત ધરાવે છે, એટલા માટે મેં તારી આગળ માથું ઝુકાવ્યું છે. તારાથી જ બેટાની આંખોની રોશનીની દરખાસ્ત પેશ કરું છું. ખરેખર, તું મને ખાલી હાથ નહિ ફેરવે. બેટાને આલિમે દીન બનાવવાનો ઈરાદો અત્યારે પણ છે, જયારે કે તે અંધ છે; પરંતુ હે દરેક પ્રકારના નઝરો નિયાઝના લાયક ! દીકરાની રોશની પરત થવા પર કેવળ દીનનો આલિમ નહિ બનાવું, બલકે તેને દીનના માટે વકફ કરીશ. (ઇન્શા અલાહુ તઆલા)

બેકરાર દિલથી નીકળેલી દુઆ અર્શ પર જઇ ટકરાઇ અને કબૂલિયતનું બહુમાન મેળવ્યું. દુઆ પછી મહાન ખાતૂન સૂઇ ગયાં. રિવાયત છે કે રાતે સ્વપ્નમાં ખલીલુલ્લાહ હઝરત ઇબ્રાહીમ (અલ.) એ તેમને ખુશખબરી સંભળાવી. હે નેક નામ ખાતૂન ! ખુશ થઇ જાવ, તમારી દુઆ અલ્લાહ તઅલાની હુઝૂર કબૂલિયતનો દરજ્જો પ્રાપ્ત કરી ચૂકી છે.

જયારે સવારે ફજરની નમાઝ પઢવા માટે ઊઠયાં અને દીકરાના જાગવા પર જણાયું કે તેમની દૃષ્ટિ પરત આવી છે, ખુશીથી મસ્ત થઇ ગયાં. તે સમયે ઇમામ બુખારી (રહ.)ના પિતા ''ઇસ્માઇલ બિન ઇબ્રાહીમ'' જેઓ ઇમામ માલિક (રહ.) ના તા'લીમાર્થી હતા, વફાત પામ્યા હતા.

(હદ્યુસ્સારી મુકદ્દમતુ ફત્હિલ બારીઃ ૬૬૨)

## પડદાવાળી બહાદુર મહિલાઓ

ગઝવએ ખન્દકમાં રસૂલુલ્લાહ (ﷺ) અને તમામ સહાબહ (રદિ.) યહૂદીઓથી લડી રહયા હતા કે, બનૂ કૂરૈઝહ લડતાં-લડતાં તે જગાએ પહોંચી ગયા હતા, જયાં મુસલમાન ઓરતો અને બાળકો સંતાયેલાં હતાં. બનૂ કૂરૈઝહ અને મુસલમાનો વચ્ચે કોઇ એવી ફોજ ન હતી, જે ઓરતોની હિફાઝત કરે. આ દરમિયાન એક યહૂદી તે ઓરતો બાજુ નીકળી આવ્યો, ભય એ હતો કે જો આ યહૂદી બનૂ કૂરૈઝહની કાનફોસી કરી આવ્યો કે આ બાજુ ઓરતો છે, તો મેદાન ખાલી પામી તે ઓરતો પર હુમલો કરશે. હઝરત સફિય્યહ (રદિ.) જે રસૂલુલ્લાહ (ﷺ)નાં ફોઇ અને હઝરત ઝુબેર (રદિ.)નાં અમ્માજી હતાં. હઝરત હસ્સાન બિન સાબિત

(રદિ.)ને કહ્યું : આ યહૂદીને કાપી નાંખો. હઝરત હસ્સાન (રદિ.)એ મજબૂરી બતાવી. અંતે હઝરત સફિય્યહ (રદિ.)એ એક છડી (લાંબી લાકડી) લઇ જાતે ઊતર્યાં અને યહૂદીને છડી વડે ત્યાં જ મારી નાંખ્યો. ઇતિહાસકાર ઇબ્ને અષીર લખે છે : આ પહેલી બહાદુરી હતી, જે એક મુસલમાન ઓરતથી જાહેર થઇ.

ઉમ્મે અમ્મારહ (રદિ.) એક મહશૂર સહાબિય્યહ હતાં. હિજરત પૂર્વે મકામે ઉકબહમાં જયારે મદીના શરીફના મુસલમાનોએ કુરૈશી કાફિરોથી છૂપી રસૂલુલ્લાહ (ﷺ)ની મદદ અને ઇસ્લામના પ્રચાર-પ્રસાર માટે રસૂલુલ્લાહ (ﷺ)ના હાથ પર બયઅત (દીક્ષા) લીધી હતી. તે નાની જમાઅતમાં જે ઇસ્લામની પ્રથમ જમાઅત હતી, ઉમ્મે અમ્મારહ (રદિ.) પણ હાજર હતાં. ઇસ્લામી ઇતિહાસમાં આ બનાવને બયઅતે ઉકબહ કહેવાય છે.

## હઝરત શૈખુલ હદીસ (રહ.)નાં દાદીમા

હઝરત શૈખુલ હદીસ મવ. ઝકરિય્યા (રહ.)ની "આપ બીતી" માં છે, મારાં દાદીમાં હાફિઝહ હતાં અને ઘણું યાદ હતું. વર્ષ ભરનો નિયમ હતો કે ખાનગી કામો, ખાવું પકાવવા સિવાય દરરોજ એક મંઝિલ પઢતાં અને રમઝાનુલ મુબારકમાં ચાળીસ પારા દરરોજ. શૈખુલ હદીસ (રહ.)નાં દાદી પોતાના દીકરા અને હઝરત મવ. ઝકરિય્યા (રહ.)ના પિતા મવ. મુહમ્મદ યહયા સા. (રહ.)ને દૂધ પિવડાવતી વખતે કુઆનિ કરીમ પણ પઢતાં હતાં. એટલા માટે તેનો નતીજો એ નીકળ્યો કે તેઓ દૂધ પીવાના જમાનામાં પા ભાગ યાદ કરી ચૂકયા હતા અને સાત વર્ષની ઉંમરમાં તેમણે પૂરું કુર્આન શરીફ હિફ્ઝ કરી લીધું. (આપબીતી : ૨/૩૨, પાક.)

## એક પીડિત અને જખ્મી મા

બાદશાહ ચકાં અકાઇદ (ધાર્મિક માન્યતાઓ)ની દ્દષ્ટિએ શીઆપંથી હતા. તેની તેત્રીસ વર્ષીય હુકૂમતમાં અહલે સુન્નત વલ જમાઅત સખત મુસીબતોની શિકાર રહી. યાકૂબ શાહ ચકાં અંતિમ બાદશાહ ચકાંના જમાનાની વાત છે કે, બાદશાહ અને વઝીર (મુહમ્મદ બટ) બન્ને અહલે સુન્નત વલ જમાઅતની બરબાદી પાછળ પડેલા હતા.

જામિઅ મસ્જિદના નવીનીકરણ અને સમારકામ માટે કાઝી મૂસા

કશ્મીરના ચીફ જસ્ટિસ હતા અને વિદ્યાઓ-કળાઓમાં માહિતગાર. મુસલમાનોએ ચળવળ ચલાવી. સરકાર શીઆની હતી. તેમને આ વાત અપ્રિય લાગી. કઇ તરીકાઓથી કાઝી પર નારાજગી જાહેર કરી; પરંતુ પોતાના મનસૂબાથી પાછા ન હટયા. અંતે હુકૂમતે કાઝીને હુકમ કર્યો કે આ વાતનો ફતવો લખી આપે કે, મુઅઝ્ઝિન અઝાનમાં અલિય્યુન વલિય્યુલ્લાહ સામેલ કરી પઢે. કાઝી સાહેબે આ પ્રકારનો ફતવો લખવા ઇનકાર કર્યો. પાર્લામેન્ટની નજરોમાં આ સત્યવાદિતા (સાચીવાત કહેવી), સાચી હિમ્મત ઘણો મોટો ગુનાહ હતો. છેવટે કાઝી મૂસા એક બગાવત કરનાર સાથે સંબંધ રાખવાના બનાવટી ગુનાહમાં જાહેર દરબારમાં શહીદ કરી દેવાયા. બાદશાહ અને વઝીરનું કલેજું ઠડું થયું. આવા આલિમ, ફાઝિલ, આત્મીય, અદ્વિતીય, સત્યવાદી શૈખુલ ઈસ્લામની લાશને હાથીની પૂંછડી સાથે બાંધી આખા શહેરમાં ફેરવવામાં આવી. જયારે લાશ તેમના ઘરે પહોંચી તો જાણો છો !!! તેમની પીડિત અને ઝખ્મી, બહાદુર માએ પોતાના દીકરાની આ હાલત જોઇ કહયું : ન તેઓ રડયા, ન બૂમો પાડી, ન ફરિયાદથી કામ લીધું, બલકે તેમણે પોતાના દીકરાની નગ્ન લાશને દુપટ્ટાથી ઢાંકી દીધી અને કહયું: અલ્હમ્દુ લિલ્લાહ ! મારો દીકરો આલિમે-બાઅમલ નીકળ્યો, તેમણે દીન વેચવા માટે પઢયો ન હતો. હું અલ્લાહ તઆલાનો શુક્રિયહ અદા કરું છું કે તેઓ અલ્લાહ તઆલાના રસ્તામાં શહીદ થયા.

(ખઝીનહ : ૧૧૫)

## માની ઈઝઝત-આબરૂ પર કુર્બાન થઈ જાવ

તારીખ ૨૭, જુલાઇ ૧૯૩૭ ઈસવીના લાહોરમાં રાજપાલનું ''ખાકમ બદહન'' ના પુસ્તક વિરુદ્ધ એહ્તિજાઝી (કોઇ અનુચિત વાત માટે અસંતોષ વ્યકત કરવો) જલસાથી સંબોધતા અમીરે શરીઅત મવલાના અતાઉલ્લાહ શાહ બુખારી (રહ.)એ ફરમાવ્યું :

આજે મુફ્તી કિફાયતુલ્લાહ અને મવ. અહમદ સઈદના દરવાજા પર ઉમ્મુલ મુઅમિનીન આઇશહ સિદ્દીકહ (રદિ.) અને ખદીજતુલ કુબરા (રદિ.) આવ્યાં અને ફરમાવ્યું : અમે તમારી માઓ છે. શું તમને ખબર નથી કે કાફિરોએ અમને

ગાળો ભાંડી છે. (પછી એવા ઢંગથી લોકોને સંબોધન કર્યું કે જલસો દાબમાં આવી ગયો).

અરે ! જુઓ, ઉમ્મુલ મુઅમિનીન આઇશહ સિદ્દીકહ (રદિ.) દરવાજા પર ઊભાં નથી ? (જલસામાં કોહરામ, રોકકળ મચી ગઇ, લોકો ધ્રૂસકેને ધ્રૂસકે રડવા લાગ્યા)

જુઓ, જુઓ !! લીલા ગુંબજમાં રસૂલુલ્લાહ (ﷺ) તડપી રહયા છે. ખદીજા અને આઇશહ (રદિયલ્લાહુ તઆલા અન્હુમા) પરેશાન છે. ઉમ્મહાતુલ મુઅમિનીન (રદિ.) તમારાથી પોતાના હકની માંગ કરી રહયાં છે. હઝરત આઇશહ (રદિ.) પોકારે છે. તે આઇશહ (રદિ.) જેમને રસૂલુલ્લાહ (ﷺ) પ્યારથી હુમૈરહ ફરમાવતા હતા, જેમણે રસૂલુલ્લાહ (ﷺ) (મારા માં-બાપ આપ પર ન્યોછાવર થાય) ની વફાત સમયે મિસ્વાક ચાવીને આપ્યું. તેમની પ્રતિષ્ઠા અને આબરૂ પર કુરબાન થઇ જાવ. સાચા દીકરાઓ માની ઇઝઝત-આબરૂ પર કપાઇ મરે છે.

## મવલાના મુહમ્મદ યૂસુફ (રહ.)ના અમ્માજી

મવ. મુહમ્મદ યૂસુફ સા. (રહ.)નાં વાલિદહ એક આદરણીય અને નેક બુઝુર્ગ મવ. રૂફુલ હસનનાં દીકરી હતાં અને જાતે પણ ઘણા નેક અને આબિદહ, ખદીજહ સિફત, રાબિઅહ સીરત હતાં. અલ્લાહ તઆલાએ આ નેક બીબીને તિલાવતનો શોખ અને સલાહો-તકવાનો ભરપૂર હિસ્સો અર્પણ કર્યો હતો. બીજી બાજુ મવલાનાના વાલિદ સાહેબ હઝરત મવ. ઇલ્યાસ સા. એક મોટા બુઝુર્ગ, સાહિબે દા'વત, શૈખે તરીકત હતા. તા'લીમો-તર્બિયતનો એક ખાસ ઢંગ ધરાવતા હતા. પોતાના બુદ્ધિશાળી ફરઝંદની ખૂબ સારી રીતે કેળવણી કરી અને દરેક નાની-મોટી વાતનો ખ્યાલ રાખ્યો.

એક એવી મજલિસ જેમાં મદ્રસહમાં ખિદમત કરનાર તલબા અને નિકટના સંબંધ રાખનાર અમુક લોકો હાજર હતા. પોતાનાં મા-બાપની તરબિયતના તરીકાઓ અને શૈલીઓ પર વાત કરતા પોતાનાં વાલિદહ મુહતરમાના તરીકાને આ શબ્દોમાં વર્ણન કરે છે :

અમારાં અમ્માએ અમારી તરબિયત એ પ્રમાણે કરી કે, કોઇ મહેમાન

બીબી મીઠાઇ વગેરે તોહફામાં લાવતી અને હું તેની બાજુ જોઇ લેતો તો મહેમાન ગયા પછી અમ્માજાન મારી મારપીટ કરતાં કે તેં મીઠાઇ બાજુ કેમ જોયું ?

## હઝરત મવ. મુફતી રશીદ અહમદ (રહ.)નાં અમ્માજી

હઝરતવાલા ફરમાવે છે, આપની વફાતના સમયે દારુલ ઉલૂમમાં હતો. ફોન પર આપની વફાત વિશે જાણ થઇ. ખૈરપૂર જતાં મને રહી-રહીને આ ખ્યાલ આવતો હતો કે અંતિમ ઘડીઓમાં મને ઘણો યાદ કરતાં હશે, પણ ત્યાં પહોંચી જણાયું કે તે સમયે પોતાના માલિક સિવાય પરાયા બાજુ નજીવું ધ્યાન પણ ન જતું હતું. ઇશાની નમાઝથી ફારિગ થયાં, એકા-એક ઊલટી થઇ જેનાથી કમજોર થઇ ખાટલા પર સૂઇ ગયાં. ડૉકટર બોલવવા ગયા તો મનાઇ કરી અને ફરમાવ્યું : રહેવા દો, હું જઇ રહી છું. પહેલાં હઝરત વાલિદને કહયું : મારી બધી ગફલતો માફ ફરમાવો અને પછી હકીકી માલિક તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું. બન્ને હાથ જોડી કહયું: યા અલ્લાહ ! તમામ ભૂલો માફ ફરમાવ. ત્યાર બાદ મહબૂબ ઝિક્રની હાલતમાં હકીકી મહબૂબથી જઇ મળ્યા.

## સાત મુજાહિદોનાં અમ્માજી

હઝરત અફરાઅ (રદિ.) સહાબિય્યહ હતાં. તેમની એક વિશિષ્ટતા છે, જે બીજી સહાબિય્યહ (રદિ.)માં નથી. હઝરત અફરાઅ્ (રદિ.)એ પહેલાં નિકાહ હારિસથી કર્યા. હઝરત હારિસ (રદિ.) થી ત્રણ પુત્રો ઔફ, મુઅવ્વિઝ અને મુઆઝ (રદિ.) થયા. ત્યાર પછી બન્યાલીલથી નિકાહ કર્યા, જેમનાથી ચાર પુત્રો અયાસ, આમિર અને આકિલ, ખાલ (રદિ.) થયા અને આ સાતે સાત દીકરાઓ ગઝવએ બદ્રમાં હાજર રહયા. આવા સહાબિય્યહ જેમનાં સાત દીકારાઓ બદ્રમાં જોડાયા હોય તેવા કેવળ હઝરત અફરાઅ્ (રદિ.) જે છે. (સીરતુલ-મુસ્તફા : ૨/૧૩૪).

## ઘરડા હાથો વડે ગળું દબાવી દઈશ

મવલાના મુહમ્મદ અલી જૌહર અને મવલાના શૌકત અલી મર્હૂમ આઝાદીની ચળવળમાં કેદ થયા. કોઇએ તેમનાં અમ્માથી આ ભય રજૂ કર્યો કે કંઇ આપના ફરઝંદ અંગ્રેજ હુકૂમતથી માફી માંગી મુકત ન થઇ જાય. તેના પર કમજોર

અને પાકદામને જવાબ આપ્યો : જો મારા મુહમ્મદ અલી અને શૌકત અલી આમ માફી માંગી બહાર આવશે તો હું પોતાના ઘરડા હાથો વડે ગળું દબાવી દઇશ. (મુહસિને કાઇનાત : ૧૪૫)

## નવાબ ઈશ્રત અલીખાન કૈસરનાં અમ્મા

૨૫, મુહર્રમ ૧૪૦૬ હિજરી જુમુઅહના દિવસે વફાત થઇ. આરિફ બિલ્લાહ ડૉક્ટર અબ્દુલહય સા. (રહ.)એ જનાઝહની નમાઝ પઢાવી. લગભગ ત્રાણું વર્ષે આ ફના થનારી દુનિયામાં ગુજાર્યા. હિન્દુસ્તાનના ભાગલા પછી કયારેક પાકિસ્તાન આવતાં. વફાત પહેલાં અગિયાર વર્ષથી કરાચીમાં સ્થાયી હતાં. બીમારીની એક મુદ્દત ગુજરી. જુદી-જુદી ભયજનક અને દુઃખદાયક બીમારીઓમાં સપડાયેલા રહયાં. તેમ છતાં સબ્ર, શુક્ર અને સહનશીલતાની સાથે દરેક તકલીફ વેઠી. હાર્ટએટેકનો હુમલો થતો, તો જબાનથી અલ્લાહ તઆલાનો ઝિક્ર શરૂ થઇ જતો. વફાતથી આઠ વર્ષ પહેલાં જમણા પગનું હાડકું તૂટી ગયું હતું. ડૉક્ટરોએ હાડકાને સળીયાથી જોડવા માટે ઓપરેશનની સલાહ આપી, પરંતુ શરઈ છૂટછાટ હોવા છતાં અઝીમત (સંકલ્પ) પર અમલ કર્યો. ઈમાની તાકાતના કારણે પડદો રુકાવટ હતો. ફરમાવે છે : બાકીનું જીવન તૂટેલા પગથી ગુજારવું મંજૂર છે, પણ ડૉક્ટરની સામે બદનનું ખુલવું મંજૂર નથી. જયારથી હોશ સંભળાવ્યો નમાઝ, રોઝહ અને કુર્આન શરીફની તિલાવતના પાબંદ હતાં. તહજ્જુદની નમાઝમાં ફર્ઝ નમાઝની જેમ હંમેશાપણું હતું. પાછલી રાતની નફલો કદી છૂટતી ન હતી. ત્યાં સુધી કે જે રાતે માથામાં સખત ચોટ આવી તહજજુદની નિય્યતથી ઊઠયાં હતાં. વુઝૂ કર્યું, લોટો હાથમાં હતો કે પડી ગયાં. જયારે બિસ્તરા પર સુવડાવ્યાં તો આ જ ધૂન હતી કે બે રકાત પઢીશ; પરંતુ આઘાતથી દિમાગની નસ ફાટી ચૂકી હતી. અંતિમ નમાઝ ઇશાની પઢી હતી અને સૂર્યોદય પહેલાં જ બેહોશી ચાલુ થઇ. અઢી દિવસ સુધી બેહોશીની હાલતમાં રહયાં. અલબત્ત, બેહોશીના દરમિયાન એક દિવસ જયારે તેમના માથા પર કલિમએ તય્યિબહ અને કલિમએ શહાદતનો વિર્દ થઇ રહયો હતો, તો તેમણે શહાદતની આંગળી ઉઠાવી. આ તેમનો અંતિમ અમલ જોવામાં આવ્યો.

## છે કોઈ ઉદાહરણ ?

ઇસ્લામના આરંભિક જમાનામાં જે ખવાતીને (મહિલાઓએ) ઇસ્લામ કબૂલ કર્યો, તેમને હક કબૂલ કરવાના કસૂરમાં બેપનાહ સતાવવામાં આવ્યાં. તેમના પર જુલમ, અત્યાચારનું દરેક હથિયાર અજમાવવામાં આવ્યું. તેમણે બળજબરીનો દરેક દાવ, હુમલો સહન કર્યો; પરંતુ ઇસ્લામનો દામન છોડવાનું પસંદ ન કર્યું. તમે ધાર્મિક દુનિયાના ઇતિહાસનું વાંચન કરી લ્યો ! તમને આવી હિમ્મતવાળી, બહાદુર અને દૃઢતાવાળી મહિલાઓની મિસાલ (ઉદાહરણ) મુશ્કેલીથી મળશે, જેમણે કેવળ સચ્ચાઇના કારણે, હકની કબૂલિયતના કારણે એવી કુરબાનીઓ રજૂ કરી હોય, જેવી મુસ્લિમ મહિલાઓએ ઇસ્લામ વતી લગાતાર રજૂ કરી. હઝરત સુમય્યહ (રદિ.) મશહૂર સહાબિય્યહ હઝરત અમ્માર બિન યાસિર (રદિ.) નાં અમ્માજી હતાં. તેમને અબૂ જહલે ઇસ્લામ લાવવાના કસૂરમાં એક બરછી (ભાલો) મારી કે પ્રાણ બચી ન શકયો. ઉમ્મે ફકીહા (રદિ.) એક સહાબિય્યહ હતાં. હઝરત ઉમર (રદિ.) પોતાના ઇસ્લામ પૂર્વે તેમને મારતાં-મારતાં થાકી જતા તો કહેતાં : મેં તમને દયા ખાઇ મારવાનું છોડયું નથી, બલકે હું થાકી ગયો છું. તેઓ અતિ મજબૂતીથી જવાબ આપતાં : ઉમર (રદિ.) જો તમે મુસલમાન ન થયા તો અલ્લાહ તઆલા તમારાથી આ બેરહમી (નિર્દયતા, નિષ્ઠુરતા)નો બદલો લેશે. હઝરત ઝુનૈરહ (રદિ.) એક સહાબિય્યહ હતાં. તેમને પણ ઇસ્લામની રાહમાં બેહદ સતાવવામાં આવ્યાં. અબૂ જહલે તેમને એટલા માર્યા કે તેમની આંખો જતી રહી. હઝરત નહ્દિયહ અને ઉમ્મે ઉબૈસ (રદિ.) આ બન્ને પણ સહાબિય્યહ હતાં. તેઓ પણ ઇસ્લામ લાવવાના કસૂરમાં સખતથી સખત મુસીબતો સહન કરતાં હતાં.



નબીએ કરીમ (ﷺ) એ ફરમાવ્યું : સગાંઓ સાથે પરસ્પર મેળ-મેળાપથી રહેવું એવી નેકી છે જેનો સવાબ જલદી મળી જાય છે અને સગાંઓ સાથેનો સંબંધ તોડી નાખવો અને બળવો એવો ગુનાહ છે, જેની સજા દુનિયામાં જ મળી જાય છે. આખિરતનો અઝાબ તો અલ્લાહ તઆલાના ત્યાં બાકી જ રહયો. આખિરતમાં સગાંઓ સાથેનો સંબંધ તોડનારને અને બળવાખોરને અઝાબમાં ફંગોળી દેવાશે (તમ્બીહુલ ગાફિલીન). ઈતિહાસની અસંખ્ય ઘટનાઓ તેની ગવાહી આપે છે. નીચેની ઘટનાઓ આ જ સાંકળની એક કડી છે.

## બોધદાયક ઘટના

નબીએ કરીમ (ﷺ)ના જમાનામાં એક નવયુવાનનું નામ અલ્કમહ (રદિ.) હતું. દરેક કાર્યમાં કાર્યરત રહેતા હતા. તેઓ ઘણાં બીમાર થયા. તેમણે પોતાની પત્નીને રસૂલુલ્લાહ (ﷺ)ની ખિદમતમાં મોકલ્યા. તેમણે કહયું : હે અલ્લાહના રસૂલ (ﷺ) ! મારા પતિ અલ્કમહ (રદિ.) નઝઅ (જીવનનો અંતનો સમય) ની હાલતમાં છે, આપ (ﷺ)ને જાણ કરવાના ઈરાદાથી આવી છું, કારણ કે તેમની હાલતની આપ (ﷺ)ને જાણ થાય. નબીએ કરીમ (ﷺ)એ હઝરત અમ્માર, સુહૈબ રૂમી અને બિલાલ (રદિ.)ને મોકલ્યા અને ફરમાવ્યું : અલ્કમહ (રદિ.) પાસે જાવ અને તેમને કલિમએ શહાદતની યાદ અપાવો. સહાબએ કિરામ (રદિ.) ગયા તો તેમને જીવ નીકળવાની હાલતમાં પામ્યા. બસ, તેઓએ લા ઈલાહ ઈલ્લલ્લાહની યાદ આપવાનું શરૂ કર્યું, પરંતુ કલિમહ તેમની જબાન પર ચઢતો ન હતો. સહાબએ કિરામ (રદિ.)એ નબીએ કરીમ (ﷺ) પાસે ખબર મોકલી કે, અલ્કમહ (રદિ.)ની જનાબથી કલિમએ શહાદત નીકળતો નથી. આ (ﷺ)એ ફરમાવ્યું : તેમનાં મા-બાપ માંથી કોઇ જીવતાં છે ? લોકોએ અરજ કરી : તેમનાં મા જીવતાં છે. (જેઓ ઘણાં ઘરડા છે.) તેમની મા પાસે નબીએ કરીમ (ﷺ)એ એક આદમીને મોકલ્યા અને ફરમાવ્યું : વૃદ્ધાને કહો કે જો તમે હુઝૂર (ﷺ) પાસે આવવાની તાકાત ધરાવતા હોવ તો ચાલો, નહિ તો ઘરમાં આરામ કરો અને હુઝૂર (ﷺ) જાતે તમારી પાસે તશરીફ લાવે છે. તે આદમીએ વૃદ્ધા પાસે આવી હૂઝુર (ﷺ)નો ઈરશાદ સંભળાવ્યો. વૃદ્ધાએ કહયું : મારા પ્રાણ આપ (ﷺ) પર ન્યોછાવર થાય ! હું અલ્લાહ તઆલાના રસૂલ (ﷺ)ને તકલીફ આપું ? મારે જ જવાનો હક છે, હું જાતે જ હુઝૂર (ﷺ)ની સેવામાં હાજર થાઉં છું. આમ કહી પોતાની લાકડી ટેકવી આપ

(ﷺ)ની ખિદમતમાં હાજર થયા. સલામ અરજ કર્યા. આપ (ﷺ)એ સલામનો જવાબ આપ્યો. ફરમાવ્યું : હે મા ! તમારા દીકરા અલ્કમહ (રદિ.)ની શું ખબર ? વૃદ્ધાએ અરજ કરી : મારા દીકરા અલ્કમહ (રદિ.) ઘણી નમાઝ પઢતા, રોઝહ રાખતા અને સદકહ, ખૈરાતના ઘણાં પાબંદ હતા. ફરમાવ્યું : હું આ પૂછતો નથી. એ બતાવો કે તેઓ તમારી સાથે શું વર્તાવ કરતા ? કહયું : હું તો તેમનાથી નારાજ છું. આપ (ﷺ)એ પૂછયું : તમે કેમ નારાજ છો ? કહેવા લાગ્યાં : તેઓ મારા પર તેમની પત્નીને અગ્રિમતા આપતા હતા અને મારી નાફરમાની કરતા. ફરમાવ્યું : તમે તેને માફ કરી આપો. કહેવા લાગ્યાં : હું તેમને માફ નહિ કરું. આપ (ﷺ)એ ફરમાવ્યું : બેશક, અલ્કમહ (રદિ.)ની માની નાફરમાનીએ જબ્બાન પર કલિમહ ચાલુ થવાથી રોકયો છે. પછી આપ (ﷺ)એ હઝરત બિલાલ (રદિ.)ને હુકમ કર્યો કે જાવ, અને ઘણી બધી લાકડીઓ જંમા કરો અને અલ્કમહ (રદિ.)ને લાકડીમાં મૂકી આગ લગાવી દો. વૃદ્ધાએ કહયું : શું મારી સામે મારા દીકરા અને લખ્તે જિગરને આગમાં સળગાવવામાં આવશે ? ફરમાવ્યું : હા, હે અલ્કમહ (રદિ.)નાં અમ્માજી ! અલ્લાહ તઆલાનો અઝાબ આથી પણ ખતરનાક છે અને વધુ બાકી રહેનાર છે. જો તમને પસંદ હોય કે અલ્લાહ તઆલા તેમની મગફિરત કરમાવે તો તમે તેમનાથી રાજી થાવ અને તેમને માફ કરો. કેમકે જો તમે તેને માફ નહિ કરો અને જયાં સુધી તેમનાથી નારાજ રહેશો તો અલ્લાહ તઆલાની કસમ ! જેમના અંકુશમાં મારા પ્રાણ છે. અલ્કમહ (રદિ.)ને તેમની નમાઝ, રોઝહ અને સદકહ કંઇક પણ નફો નહિ આપે. વૃદ્ધાએ કહયું : હે અલ્લાહ તઆલાના રસૂલ (ﷺ)! જેટલા મુસલમાન અહિયા હાજર છે બધાને આ વાતની ગવાહ બનાવું છું કે, હું મારા દીકરાથી રાજી થઇ ગઇ અને તેમને માફ કરી દીધા. આપ (ﷺ) એ હઝરત બિલાલ (રદિ.)ને મોકલ્યા કે જાવ અને જુઓ, અલ્કમહ (રદિ.)ની જબ્બાન પર કલિમએ શહાદત ચાલુ થયો યા નહિ ? હજરત બિલાલ (રદિ.) ગયા તો હઝરત અલ્કમહ (રદિ.)ની જબ્બાન થી લા ઈલાહ ઈલ્લાહ મુહમ્મદુર્ રસૂલુલ્લાહ (ﷺ) સંભળાયું અને કલિમહ પઢતાં જ તેમનો ઈન્તિકાલ થયો. હુઝૂર (ﷺ) તેમની પાસે તશરીફ લઇ ગયા અને કફન-દફનનો હુકમ કર્યો. પછી તેમની જનાઝહની નમાઝ અદા કરી અને તેમની દફનવિધિમાં હાજર રહયા અને તેમની કબર પર ઊભા થઇ ફરમાવ્યું : હે મુહાજિરો - અનસારની જમાઅત ! જે માણસ પોતાની પત્નીને

પોતાની મા પર અગ્રિમતા આપશે તો તેની ઉપર અલ્લાહ તઆલાની ફિટકાર અને ફરિશ્તાઓની ફિટકાર છે અને બધા લોકોની ફિટકાર છે.

(અઝ્ઝવાજિર : ૨/૧૧, )

જુઓ ભાઇઓ મા-બાપની નારાજી અવલાદ માટે કેટલી ખતરનાક છે ? કે અવલાદ પોતાની જગાએ કેટલી મોટી ઇબાદત ગુઝાર અને નેક-સાલિહ કેમ ન હોય : પરંતુ મા-બાપની નારાજીથી કલિમહ પર નસીબ થતો નથી.

અઝ્ઝવાજિરમાં એક લાંબી રિવાયત નકલ થઈ. જેમાં સહાબીના નામની પણ ચોખવટ થઇ છે કે, તેમનું નામ અલ્કમહ હતું અને હુઝૂર (સલ.)એ સૌપ્રથમ હઝરત બિલાલ, હઝરત અમ્માર, હઝરત સુહૈબ (રદિ.)ને માલૂમ કરવા મોકલ્યા હતા અને બાદમાં આપ (સલ.)એ તેમનાં અમ્માજીને બોલાવ્યા અને હઝરત બિલાલ (રદિ.)ને લાકડીઓ જમા કરી આગ લગાડવાનું ફરમાવ્યું હતું : પરંતુ આ વિગતવાર રિવાયતની કોઇ અસલ અમને મળી નહી અને ન રાવીનો પત્તો છે અને ન ભરોસાપાત્ર હદીસની કિતાબોનો હવાલો છે. (અનવારે હિદાયત : ૨૦૮, હઝરત મૌલાના મુફ્તી શબ્બીર અહમદ કાસિમી મુરાદાબાદી)

-અનુવાદક

## અલ્લામહ ઝમખ્શરી (રહ.) નો બનાવ

અલ્લામહ જારુલ્લાહ ઝમખ્શરી (રહ.) ઘણાં મોટા આલિમ ગુજર્યા છે. તેમણે તફસીરે કશ્શાફ લખી છે. (પુરું નામ : અલ-કશ્શાફ અન્ હકાઇકિ ગવામિઝિ તન્ઝીલ વ ઉયૂનિલ અકાવીલ ફી વુજૂહિત્તઅવીલ છે. અરબી જબાનના અનુભવીઓનું કહેવું છે કે કુર્આને મજીદની અરબી ફસાહતો-બલાગતને સમજનારી દુનિયામાં બે વ્યકિત ગુજરી છે, તેમાંથી એક અલ્લામહ ઝમખ્શરી અને બીજા જુરજાની (રહ.)છે અને આ બંને લંગડા હતા.-અનુવાદક) તેમનો એક પગ કપાયેલો હતો. તેનું કારણ પૂછવામાં આવ્યું તો ફરમાવે છે : મારાં અમ્માજીની બદદુઆ મને લાગી ગઇ. ચોખવટ કરી કે એક વાર બચપણમાં એક ચકલી પકડી અને દોરીથી તેના પગો બાંધી દીધા. થયું એમ કે તે ચકલી મારા હાથથી છૂટી એક કાણાંમાં ઘૂસી ગઇ. દોરી બહાર રહી ગઇ. મેં દોરી પકડી ખેંચી તો તેનો એક પગ તૂટી ગયો. મારાં અમ્માજીએ મારું કૃત્ય જોયું તો તડપી ઊઠયાં અને ગુસ્સામાં બદદુઆ આપી : અલ્લાહ તઆલા તારા પગ આવી રીતે જ કાપે જેમકે તેં તેનો પગ તોડયો છે. સમય પસાર થતો

ગયો. હું ઇલ્મ પ્રાપ્તિમાં એક જગાએ જઇ રહયો હતો કે સવારીથી પડયો, ચોટ એવી આવી કે પગ કાપવા પડયા. (ફઝ્લુ બિર્રિલ વાલિદયનિ : ૪૪)

એટલા માટે બીજા ભાઇ-બહેનોને નસીહત છે કે માની કદાપિ નાફરમાની ન કરે. તેમની બદદુઆ ન લે. -અનુવાદક

## માની નારાજીથી એક ઝાહિદ, નેક શખ્સ પર શી ગુજરી

હઝરત અબૂ હુરૈરહ (રદિ.)થી રિવાયત છે, એક શખ્સ જુરૈજ પોતાના ઇબાદતખાનામાં મશગૂલ હતા. હમીદ બિન હિલાલ કહે છે : હઝરત અબૂ હુરૈરહ (રદિ.)એ અમને તેમની માને બોલાવવાનો અહેવાલ પણ રજૂ કર્યો, અર્થાત્ તેમની માએ પોતાના હાથોની હથેળીઓ પોતાની ભ્રમણો પર મૂકી ઉપર તેના ઇબાદતખાના બાજુ જોઇ તેમને બોલાવ્યા અને કહયું, હે જુરૈજ ! હું તમારી મા છું, મારી સાથે વાત કર; પરંતુ તેમણે જુરૈજને નવાફિલમાં પામ્યા. જુરૈજે કહયું : હે અલ્લાહ ! આ મારાં અમ્મા છે અને આ મારી નમાઝ (અર્થાત્ તેમણે વિચાર્યુ, હું શું કરું ? મા સાથે વાતચીત કરું યા નવાફિલ પઢતો રહું, અને તેમના દિલે નવાફિલને અગ્રિમતા આપી અને મા સાથે વાતચીત ન કરવાનો ફેંસલો કર્યો). તેમણે નમાઝ પસંદ કરી, મા પાછાં ચાલ્યા ગયાં. પછી બીજા દિવસે આવ્યાં અને કહયું : હે જુરૈજ ! હું તમારી મા છું અને મારી સાથે વાત કર. જુરૈજે ફરી કહયું : હે અલ્લાહ! આ મારાં અમ્મા છે અને આ મારી નમાઝ. તેમણે નમાઝને અગ્રતા આપી. એમની માએ કહયું : હે અલ્લાહ ! બેશક, આ જુરૈજ છે અને મારો દીકરો છે. મેં તેનાથી વાત કરી અને તેમણે વાત કરવાનો ઇનકાર કર્યો. હે અલ્લાહ ! તેમને ત્યાં સુધી મોત અતા ન કર જયાં સુધી કે તે વ્યભિચારિણી ઓરતને જોઇ લે. રાવી કહે છે : જો તેમની મા તેમના માટે કોઇ મોટા ફિત્નામાં સપડાવવાની દુઆ કરતાં તો તે પણ કબૂલ થત. (માની દુઆની કબૂલિયતને અંદાજો લગાવો) એક બકરીઓનો ગોવાળ તેમના ઇબાદતખાનામાં આવી પનાહ લેતો હતો. એક દિવસ ઓરત ગામથી બહાર આવી.તેનાથી ગોવળિયાએ ખરાબ કામ કર્યું. જેનાથી તે ગર્ભવતી થઇ અને બચ્ચાને જન્મ આપ્યો. લોકોએ તે ઓરતને પૂછયું : આ બચ્ચું કોનું છે ? તેણે કહયું : ઇબાદતખાનામાં એક માણસ છે તેનું છે. લોકો જમીન ખોદવાના ઓજારો લઇ આવી ગયા. તેમણે બહારથી

જુરૈજને પોકાર્યા, પરંતુ તેમને નમાઝમાં પામ્યા. તેમણે લોકોથી વાત ન કરી. તે લોકોએ ઇબાદતખાનાને ફેકવાનું શરૂ કર્યું. જયારે તેમણે જોયું તો ઇબાદતખાનાથી નીચે ઊતર્યા. તેઓ હસ્યા. છોકરાના માથા પર હાથ ફેરવીને કહયું : તમારા પિતા કોણ ? મારા પિતા બકરીઓનો ગોવાળ છે. જયારે લોકોએ આ (નન્હે મુન્હે માસૂમ બાળક)થી આ સાંભળ્યું તો (માફીના રૂપે) કહયું : અમે તમારા ઇબાદતખાનાને ફેંકી દીધું છે, તેને સોના-ચાંદીથી ચણી આપીએ છીએ. જુરૈજે કહયું : નહિ, તમે માટીનું બનાવી દો જેમ કે પહેલાં હતું. આટલું કહીને ઇબાદતખાના પર ચઢી ગયા.

(મુસ્લિમ શરીફ : ૨/૩૧૩, બુખારી શરીફ : ૧/૧૬૧, ૧/૩૩૭, ૧/૪૮૯, કન્ઝુલ ઉમ્માલ : ૪૫૫૦૧)



# માની નાફરમાનીનો ભયંકર બનાવ

મવ. અબ્દુશ્શકૂર દીનપૂરી (રહ.) પોતાની એક તકરીરમાં આ બનાવ બયાન કરે છે : હું ચૈચાવતનીથી તકરીર કરી જઇ રહયો હતો. અમુક સાથીઓ મારી સાથે હતા. એક માણસ ખાટલા પર બેઠો હતો. માંખીઓ તેની પાસે ભિનભિનાતી હતી, અજીબ હાલત હતી, ચહેરો પીળો હતો, ધૂળગ્રસ્ત હતો, અજીબ દર્દ હતું, ન કોઇ હમદર્દ હતું, હેરાન-પરેશાન છે, ખાટલો છે, ન ભલાઇ છે, મને સમજમાં ન આવતું કે આ કોણ છે ? મેં નજીક જઇ જોયું તો કહેવા લાગ્યો : હે મવલાના ! આ બાજુ આવો. પીળા દાંત, હાડપિંજર, કમજોર બદન, ફિકરમંદ, તેના પગો પર એક કપડું ઢાકેલું હતું. તેણે કહયું : મને બોધપાઠથી જુઓ. હું કોણ છું. હું એક બહાદુર હતો. આ મારું મકાન હતું, મારી દુકાન હતી, હવે ભીખ માંગી રહયો છું, પણ મને કોઇ ભીખ પણ આપતું નથી, બલકે મારા ઉપર ધિક્કાર કરે છે.

જરા ચિંતન-મનનથી સાંભળો, આ શિખામણની વાત બતાવું છું. તેણે મારો હાથ પકડયો અને ઘણી વાર સુધી રડતો રહયો, કહેવા લાગ્યો : હું તે છું જેણે માના મુખ પર જૂતિયાં મારી હતી (અલ્લાહ તઆલા બચાવે). મા કહેતાં : તું રાત્રે સિનેમા જોવા જાય છે. ગંદાઓ સાથે રહી આખી રાત ગુંડાગીરી કરે છે. કયારેક તને પોલીસ પકડી લે છે, ન તમારા પિતા આવા હતા, ન તમારી મા આવી છે. તું કયાં ગંદાઓમાં ફસાઇ ગયો. શરમ કર, તને રોટી આપી રોટી હરામ કરું. મેં બે જૂતિઓ ચહેરા પર મારી. માની જબાનથી આટલું સાંભળ્યું : અર્શવાળા ! આટલા માટે છોકરો દીધો હતો કે આજે હું જૂતિયાં ખાઇ રહી છું, મને મોત આપ, હું જીવવા લાયક નથી. મૌલા ! જે બેઇઝઝતી થઇ તે થઇ ગઇ, મને તારી પાસે બોલાવી લે, હું વધુ જૂતિયાં ખાઇ શકતી નથી. અર્શવાળા ! જેણે અમ્માનું અપમાન કર્યું તે કૂતરાને દુનિયા - આખિરતમાં બરબાદ કર. કહેવા લાગ્યો : તે સમયે તો હું સૂઇ ગયો, રાતે પગમાં એક દર્દ થયું. પગ કાપવા લાગ્યો. સવારે પગ સૂજીને જાડો થઇ ગયો. દાકતરને બતાવ્યું. મુલ્તાન નશ્તર હોસ્પિટલ ગયો. તેઓએ ઓપરેશન કર્યું. પગ કાપવામાં આવ્યો. તેણે પોતાના પગ પરથી કપડું ઉઠાવ્યું તો પળું વહેતું હતું. કહેવા લાગ્યો : આ ઝખમ નથી, અમ્માની બદદુઆ છે, ખુદાઇ ક્રોધ છે. અમ્મા એક-બે અઠવાડિયાં પછી મરી ગયાં. ખાવાનું પણ ન ખાધું, કહેતા હતાં : હું સમજતી કે દીકરો ખિદમત કરશે. હું આ ઉંમરમાં પગરખાં ખાઇ રહી છું, મને મારા છોકરાની જરૂરત નથી. અમ્મા

રડતાં-રડતાં આ જ ગમમાં ખતમ થઇ ગયાં. મકાન વેચ્યું, દુકાન વેચી, બીવી ગઇ, છોકરાઓ ગયા, ચાર વર્ષથી અહિંયા પડેલો છું. પળું વહે છે, એવું માલૂમ થાય છે કે કૂતરું કરડી રહયું હોય, ઊંઘ આવતી નથી. ગુજરનારાઓ કહી રહયા છે: આ તે લઅનતી (હડધૂત) છે જેણે માને જૂતિઓ મારી. દુનિયા મને ઈબ્રતની નજરે જોઇ રહી છે. કૂતરાની જેમ મારી સામે રોટી ફેંકી જાય છે. મારો હાથ પકડી અજીબ બૂમ પાડી અને પડી ગયો. કહેવા લાગ્યો : આ દુનિયાની રુસવાઇ છે, ખબર નહિ આખિરતમાં શું હાલત હશે. આટલું કહયું : પછી પડી ગયો અને રડતો રહયો. પછી તેણે આંખ ના ખોલી, કહેવા લાગ્યો : મવલાના ! મારાથી નારાજ થયેલા રબ્બને રાજી કરાવી દો. માલૂમ થાય છે કે જેનાથી અમ્મા નારાજ હોય છે, અલ્લાહ તઆલા પણ તેના માટે કહ્હાર (મહાકોપી) બની જાય છે. વેરાન થઇ ગયો છું. છોકરાઓ આવે છે, બોલાવું છું, પણ મને અબ્બા કહેતા નથી. મારી દુનિયા બરબાદ થઇ ગઇ. દુનિયાની ફિટકાર વરસી રહી છે. અમ્માનાં એક શબ્દએ અલ્લાહ તઆલાના ક્રોપથી ખુવાર કરી નાંખ્યો. ખુદાની કસમ ! આ મેં મારી આંખોથી જોયું છે. અલ્લાહ તઆલા આપણને મા-બાપની બદદુઆથી બચાવે, આમીન... (ખુત્બાતે દીનપૂરી : ૨/૨૮૮, ૨૮૯)

## માથું ગધેડાનું અને ધડ ઈન્સાનનું

હઝરત અવ્વામ બિન હવ્શબ (રદિ.) ફરમાવે છે : હું એક મકાન અને કબ્રસ્તાન વચ્ચેથી ગુજર્યો. મકાન પાસે એક વૃદ્ધા બેસી સૂતર કાપી રહયાં હતાં. અસરનો સમય હતો. મકાનના બિલકુલ સામે કબર ફાટી. એક માણસ નીકળ્યો. માથું ગધેડાનું અને ધડ ઇન્સાનનું હતું. તે ત્રણ વખત ગધેડાની જેમ બોલ્યો અને કબર બંધ થઇ ગઇ. હું ઘણો પરેશાન થયો. બનાવ શું છે ? હું આ વિચારમાં ખોવાયેલો હતો. નજીકથી એક ઓરત પસાર થઇ રહી હતી. મારી પરેશાનીને સમજી ગઇ. કહેવા લાગી : આ જે વૃદ્ધા સૂતર કાપી રહયાં છે તે કબરવાળાની મા છે. આ છોકરો આવારા (લંપટ) હતો. દારૂ પીતો હતો. મા તેને રોકતા હતાં. એક વાર માને કહે છે : તું શું ગધેડાની જેમ બકતી રહે છે. તે જ દિવસે અસર પછી મરી ગયો. તેને દફનાવ્યો અને હવે દરરોજ અસરના સમયે કબર ફાટે છે અને આ ગધેડાની જેમ અવાજ કાઢે છે (અત્તરગીબ વત્તરહીબ :૩/૩૩૨). અસ્બહાની (રહ.) ફરમાવે છે : અબૂ અબ્બાસ અસમએ નેસાપૂરમાં હુફ્ફાઝે હદીસ (જેણે હદીસ કંઠસ્થ કરી હોય તે જમાઅત) ના સમૂહમાં આ ઘટના સંભળાવી. કોઇએ તેનો ઇનકાર ન કર્યો. માલૂમ થયું કે ઘટના સાચી છે. (અલ-બશીર વ ન્નઝીર : ૫૮)-અનુવાદક.

## આને ઝેરનું ઈન્જેક્શન લગાવો

મવ. મુહમ્મદ અસ્લમ શેખૂપૂરી લખે છે: મારા વોર્ડમાં એક નવજવાન કિડની ફેઈલ થવાના કારણે મર્યો અને ત્રણ દિવસ સુધી જીવનની અંતિમ ઘડીઓમાં રહયો. એટલી ખરાબ મોત મર્યો કે આજ સુધી આવી મોત મેં પાછલી ચાળીસ વર્ષની મુદ્દતથી જોઇ નથી. તેનું મોં ગંદુ થઇ ગયું હતું. આંખો નીકળી ગઇ હતી. મોંથી ભયાનક અવાજ નીકળી રહયો હતો. જેમ કે કોઇ તેનું ગળુ દબાવી રહયું હોય. મૃત્યુથી બે દિવસ અગાઉ આ હાલત વધારે ખરાબ થઇ. અવાજ વધારે તેજ થઇ ગયો. વોર્ડના બીજા બીમારોએ નાસવાનું શરૂ કર્યું. એટલા માટે તેને વોર્ડથી દૂર એક રૂમમાં ખસેડવામાં આવ્યો, જેથી અવાજ ઓછો થઇ જાય. તો પણ આ હાલત ચાલુ રહી. તેના પિતા કહેવા માટે આવ્યા કે તેને ઝેરનું ઇન્જેકશન લગાવી દો, અમે તેની આવી હાલત જોઇ શકતા નથી. મેં તેના પિતાને પૂછ્યું : તેણે કોઇ ખાસ ભૂલ કરી છે ? કહયું : આ માણસ પોતાની પત્નીને ખુશ રાખવા માટે સગી માને મારતો હતો અને હું તેને રોકતો હતો. આ બુરી મોત તેનો નતીજો છે. (ખઝીનહ : ૧૮૦)

## જમીન નીકળી ગઈ

મવ. અસ્લમ શેખૂપૂરી સા. લખે છે: મારો એક દોસ્ત પોતાની વસતિથી રિશ્તેદારોને મળવા ગયો. ત્યાં એક બનાવ બન્યો, જે લખી રહયો છું.

તે વસતિમાં એક કિસાનના ઘરે તેની મા અને તેની પત્ની વચ્ચે ઝઘડો થતો રહેતો. ઘણી વાર તેની પત્ની નારાજ થઇ ચાલી ગઇ. ઘણી ખુશામત કરી પાછો લઇ આવતો. તેની પત્નીએ એ શરત મૂકી કે તું માને ખતમ કરી નાંખ તો પછી હું તમારા ઘરે આવું. તે કિસાને દરરોજના ઝઘડાથી તંગ આવી અંતે ખતમ કરવાનો પ્રોગ્રામ બનાવ્યો.

કિસાન દરરોજ શેરડીના ખેતરમાં આ બહાનાથી લઇ જતો કે, શેરડી કાપવામાં મદદ કરે. અચાનક કુહાડીથી માને ખતમ કરવાના ઈરાદાથી હુમલો કર્યો તો જમીને તેના પગો પકડી લીધા. કુહાડી દૂર જઇ પડી. તેની માએ બૂમો પાડતાં પોતાના પ્રાણ બચાવવા ગામની બાજુ દોટ મૂકી. તે દરમિયાન જમીને ધીરે-ધીરે કિસાનને ઉતારવાનું શરૂ કર્યું. કિસાને બૂમો પાડવાનું શરૂ કર્યું. ઊંચા અવાજે પોતાની માને પોકારતો અને માફી માંગતો રહયો; પરંતુ ખેતર દૂર હોવાના કારણે લોકો સુધી અવાજ ઘણી વારે પહોંચ્યો, જયારે લોકો ત્યાં પહોંચ્યા તો છાતી સુધી જમીને ઉતારી લીધો હતો. તેનો

શ્વાસ બંધ થઇ રહયો હતો. આ જ પરિસ્થિતિમાં ધીરે-ધીરે દફન થતો ગયો. લોકોએ તેને કાઢવાની કોશિશ કરી, પણ જમીને તેને ના છોડયો અને ત્યાં જ નિધન થયું.

## એક ભાઈની દર્દભરી આપવીતી

એક ભાઇએ આ રીતે પોતાનો બનાવ સંભળાવ્યો કે, હું કોલકતાથી નજીક એક ગામનો રહેવાસી છું. મારાં મા-બાપ શહેરમાં રહેતા હતાં અને મારા પિતા એક પ્રાઈવેટ કારખાનામાં નોકર હતાં. ભણેલા તો મામૂલી હતાં; પરંતુ ઘણા નેક અને ખુદાતરસ આદમી હતાં. મારી ઉંમર ચાર વર્ષની હતી કે મને ઇસ્લામી સ્કૂલમાં દાખલ કર્યો. મારાં મા-બાપ મને દીની ઉલૂમની તા'લીમ અપાવવા માંગતા હતાં, એટલા માટે અઢાર વર્ષની ઉંમરમાં અરબી ભાષા શીખી હું દીની તા'લીમ સાથે અંગ્રેજી ભણતો હતો અને પિતાના એક મિત્રની મદદથી મેં મદ્રસહથી મેટ્રીક, અર્થાત્ દસમાંની પરીક્ષા આપી પાસ કર્યું. મારી ઇચ્છા અફસર બનવાની હતી. મેં મારા પિતા સમક્ષ આનો ઉલ્લેખ કર્યો. પિતાને તે જમાનામાં નોકરીના બસો રૂપિયા મળતા હતા, જેનાથી ઘરનો ખર્ચ ચાલી રહયો હતો અને પછી ભવિષ્યની પણ ચિંતા કરવાની હતી.

## પિતાનો ઈરાદો અને મારો ઈરાદો

પિતાનો ઈરાદો એ હતો કે હવે કોઇ નોકરી કરી લઉં, કારણ કે ઘરની વ્યવસ્થામાં આસાની રહે; પરંતુ મારો પાકો ઈરાદો કૉલેજમાં જવાનો થઇ ચૂકયો હતો. મેં પિતાની બેહદ ખુશામત કરી અને મનાવ્યા. અંતે પિતા રાજી થયા. મેં કૉલેજમાં દાખલો લીધો. મારાં અમ્મી ઘણાં બચત કરનાર અને અકકલમંદ હતાં. પોતાના ખાલી વખતમાં મીણબત્તીઓ બનાવી સારી એવી રકમ પ્રાપ્ત કરતાં. આવી રીતે તેમને મહેનત ઘણી કરવી પડતી; પરંતુ તેઓ મારી દરેક જરૂરત પૂરી કરતાં. ફી તો પિતા આપી દેતા હતાં અને બીજી જરૂરતો માટે મારાં અમ્મી મને છૂપી રીતે રૂપિયા મોકલતાં અને માલૂમ હતું કે પિતા પણ મારા ખર્ચા અને બીજા ભાઇઓની તા'લીમો - તરબિયત માટે ડયૂટીથી વધુ ટાઇમ કામ કરતા હતાં. આમ રીતે તેમને વધુ પૈસા હાંસિલ થતા અને ખર્ચો ચાલુ રહેતો અને મેં છ વર્ષમાં ડિગ્રી મેળવી લીધી.

## અંગ્રેજી તા'લીમ અને કૉલેજના માહોલની અસર

બેશક, મેં ડિગ્રી તો પ્રાપ્ત કરી લીધી; પરંતુ કૉલેજના દરમિયાન અને કૉલેજના માહોલની રહેણી કરણીએ મને ઇસ્લામી રીત રીવાજ અને તરીકાઓથી

બિલકુલ જ બદલી નાંખ્યો અને હું ઇસ્લામી સાહિત્યને બિલકુલ ભૂલી ચૂકયો હતો, એટલા માટે કે ત્યાંનું વાતાવરણ નવું અને એવું હતું કે હું ત્યાનો રંગ લીધા વગર રહી ના શકયો. મારું દિમાગ, મારા વિચારો આધુનિક તા'લીમો - તરબિયતથી બેહદ પ્રભાવિત થઇ ચૂકયા હતા. હવે કેવો દીન અને કેવી દીનની વાતો પર ચાલવું અને નમાઝ, રોઝહ રાખવા. મારા હાલાત અને ખ્યાલાત બધું જ બદલાઇ ચૂકયું હતું. મેં કૉલેજના છઠ્ઠા વર્ષમાં પ્રથમ નંબરે સફળતા મેળવી, એટલા માટે દરખાસ્ત દેવા પર મને તે જે કોલેજમાં નોકરી મળી ગઇ અને હું સાડી ત્રણસો માસિક પગાર મેળવવા લાગ્યો. અમુક વર્ષોમાં મારો પગાર પાંચસો રૂપિયા માસિક થયો.

## મારી શાદી

હવે મા-બાપે મારી શાદીની ફિકર કરી. તેઓ ચાહતા હતાં કે, કોઇ નેક અને દીનદાર છોકરીથી મારી શાદી થાય. જે ઘરમાં એક સારી વહુની જેમ રહે; પરંતુ મારી ચાહત હતી કે આજકાલના નવા કલ્ચર અને નવી તા'લીમથી વાકેફ હોય, જે મોજૂદહ દોર અને ઉચ્ચ સોસાયટીમાં ખપી શકે. દરેક સાથે ખુલ્લેઆમ વાતો કરી શકે. નગ્ન ડાન્સ જોઇ શકે અને નગ્ન ડાન્સ પણ કરી શકે; અકડાઇને બજારમાં ચાલી શકે અને દરેક બેહયાઇના કામમાં પ્રગતિ કરી આગળ વધી શકે. એટલા માટે મેં મારી પસંદ મારાં અમ્મી વડે પિતાથી રજૂ કરી, પરંતુ તેમણે પસંદ ન કરી અને બુરું માન્યું, પણ મને નવી રોશની સિવાય કંઇ દેખાતું ન હતું. એવું માથા પર ભૂત સવાર હતું કે કયાં અલ્લાહ તઆલાનો ખૌફ અને કયાં દીનનો શોખ, ન કુર્આને કરીમથી મુહબ્બત અને ન નબી (ﷺ)થી પ્યાર. દરેક બાજુથી નફસ અને શયતાને પૂરી રીતે રંગ ચઢાવી દીધો અને હું પોતાની જિદ્દ પર કાયમ રહયો. મા-બાપની વાત કોઇ પણ રીતે મારી અકકલમાં ન આવી અને ન હું માનવા માટે તૈયાર હતો. કોઇ પણ ભોગે મેં મારાં મા-બાપને વારંવાર જિદ્દ કરી રાજી કરી લીધા. કદાચ એ કારણે કે તેમને ખતરો હતો કે જો હું ઇનકાર કરીશ તો..... એટલે તેમણે હા કહયું. મારી એક ફેશનેબલ, અભણ, દીનથી અપરિચિત છોકરીથી મારી શાદી થઇ ગઇ. શાદીને હજુ બે-ચાર મહિના થયા હતા કે પિતાના કારખાનામાં એક ગેસની ટાંકી ફાટવાથી તેમની બન્ને આંખો જતી રહી. હવે તેઓ કારખાને જવાથી મજબૂર અને બેકાર થઇ ગયા અને કામના લાયક ન રહયા અને તેઓ ઘરમાં જ રહેવા લાગ્યા અને તેમને કારખાના તરફથી એક મામૂલી રકમ મજબૂરી એલાઉન્સના રૂપે મળવા લાગી.

## મારી પત્નીની ટેવ

મારી પત્નીને ઇસ્લામી તા'લીમ અને સંસ્કૃતિથી દૂરનો પણ સંબંધ ન હતો. તે મનમોજી અને તેજ મિઝાજ ઓરત હતી, જેને ન ખુદાનો ખૌફ અને ન મુસ્તફા (ﷺ)નો ઇશ્ક. તે શું જાણે કે ઇસ્લામ શું છે ? તે તો પહેલાંથી જ દીનથી અભણ હતી. અમુક સહેલીઓએ તેના કાન ભરી દીધા કે અરે ! સાસુ-સસરાની ખિદમત કરવી તારી ફરજ નથી, બલકે સાસુ-સસરા તો તારી ખિદમત માટે છે, તું તેમનાથી જ ખિદમત ચાહે લે. જે છોકરીઓ અભણ, બેવકૂફ અને અસંસ્કારી હોય છે, તે પોતાની સાસુમાની ખિદમત કર્યા કરે છે. તેમની ખિદમત કરવાનો તમારો કોઇ હક નથી. તું તારા ધણીની થઇ રહે, બસ....

## મારી હાલત

તે સમયે હું અંગ્રેજથી ઓછો ન હતો. મારાં દિન-રાત અને સવાર-સાંજ મનોરંજન અને વૈભવવિલાસમાં ગુજારતાં હતાં. હવે, નફસની ચાહતોના સિવાય કશું યાદ ન હતું, પરંતુ મેં જોયું કે મારી મહબૂબહ બીવી મારાં ઘરડાં મા-બાપની ખિદમત કરવાથી નફરત અને દૂર રહે છે, તો હું તેનાથી નારાજ થયો; પરંતુ ધીરે-ધીરે તેણે મારા પર જાદું કર્યું કે, હું તેની કડવી મિઝાજી અને હરકત પર નારાજી જાહેર ના કરતો. હું તેની ધાક-ધમકીને બુરી ન જાણતો હતો. ચાહે તે મારાં મા-બાપને મારી સામે બુરું-ભલું કહેતી રહેતી, પરંતુ મારા કાન પર જૂ પણ ન ચાલતી અને મને જરા પણ એહસાસ અને બુરું માલૂમ થતું ન હતું. હવે, તે મારાં મા-બાપ પર દિવસે-દિવસે જુદી-જુદી તોહમતો મૂકવા લાગી; પરંતુ હું શું કરતો ? હવે હું નફસનો બંદો બની ચૂકયો હતો. મને તેનાથી એટલી મુહબ્બત હતી કે, હું તેને કંઇક પણ કહી શકતો ન હતો. ત્યાં સુધી કે તેની સામે જબાન પણ ન હલાવતો. બસ, દરેક સમયે તેનો કલિમહ પઢતો અને તેની મુહબ્બતનાં ગીત ગાતો, જે કંઇ થતું જોતો રહેતો.

પ્યારા મા-બાપે નિરાધાર અને મજબૂરો-લાચાર અને અતિ તંગ થઇ મારાથી ફરિયાદ કરી, આહ ! મારી બદબખ્તી, મેં આ કહી વાત ટાળી દીધી કે આપની ખોટી સમજ છે, મારી બીવી આવી નથી. તે ઘણી અકકલમંદ અને શિષ્ટાચારી છે. આપની અકકલ ઠીક નથી.

## એક દિવસનો બનાવ

એક દિવસની વાત છે. પિતાજી રાતે કોઇ જરૂરતે પાણી લેવા ઊઠયા. આંધળા તો હતા જ, એક ટેબલથી અથડાઇ ગયા અને તે ટેબલ પર દૂધ મૂકયું હતું, તે જમીન પર પડી ગયું. બસ, પછી તો શું ? બેગમ સાહેબા ઊઠી અને તેમને ઘણી બુરી રીતે પોકાર્યા. તમને શરમ આવતી નથી. ચોરી કરો છો, નન્હે મુન્હેનું દૂધ મૂકયું હતું અને ચાહો છો કે છૂપી રીતે ખુદ પી લ્યો. ખબરદાર ! હવે પછી આવી હરકત કરી તો, સારી રીતે દૂધ પીવાનો ચસ્કો ચખાડી આપીશ.

## મારાં અમ્માજીનું કહેવું

મારા દુઃખી મા પણ જાગી રહયાં હતાં, તેમણે ઘણા નરમ અવાજથી કહયું : નહિ બેટી ! આવું ન કહો, તેઓ પાણી પીવા ઊઠયા હતા, સામે ટેબલ હતું, દૂધનું વાસણ પડી ગયું.

## બેગમ સાહેબાનું કહેવું.

ચૂપ થા ઘરડી, વાતો બનાવવા લાગી અને બચાવની દલીલો કરવા લાગી, મને ભણાવે છે, તને કંઇ વાત કરવાની આવડત છે, ઘરડી તારાથી પણ લડીશ, જો તો ખરી ! તારી પણ ખબર લઇશ, દૂર થા મારાથી, ખબરદાર ! હવે પછી મારી સામે બોલી, તારી અકકલ બહેર મારી ગઇ છે, કહે છે એવું ના કહો, ટેબલથી અથડાઇ ગયા, હું જાણુ છું તેને ચોરીથી ખાવા-પીવાની ટેવ પડી ગઇ છે. ખુલાસો એ કે મારી પત્નીએ તેમને ઘણી બૂરી રીતે ધમકાવ્યા અને હું પડયો - પડયો આ બધું જોઇ રહયો હતો; પરંતુ મેં બીવીને ન રોકી, બલકે તેને એક શબ્દ પણ ન કહયો કે આ તું શું કહે છે અને કેમ કહે છે ? થોડાક દિવસ પછી મારા મામા આવ્યા અને મારાં મા-બાપને પોતાની સાથે લઇ ગયાં. બીવી કંઇ બહાર ગઇ હતી, જયારે આવી તો ખબર મળવા પર તેણે શાંતિનો શ્વાસ લીધો. શુક્ર છે કે માથા પરથી બોજો ગયો અને કહયું : સારું થયું કે દરરોજના કકલાટથી નજાત મળી. આ બનાવને ત્રણ વર્ષ ગુજરી ગયાં અને એક છોકરાના જન્મ પછી મારી પત્નીનો ઇન્તિકાલ થયો. બસ, મારા માટે ઘણી મુસીબતનો સામનો હતો, પત્નીનું નિધન શું હતું, મારું જીવન સૂમસામ થઇ ગયું અને વધુ પડતો ખોવાયેલો થઇ ગયો.

# મારા એક મિત્રની હમદર્દી અને મારી બીજી શાદી

મારો એક ઘણો જ મુખ્લિસ (નિખાલસ) મિત્ર હતો. તેણે જલદીથી એક ગરીબના ઘરે શાદી કરાવી દીધી. મારી ઓરત હાફિઝહ, નમાઝી, રોઝહદાર, કુઆનિ મજીદની તિલાવતની પાબંદ, દીનદાર અને દરેક રીતે ફરમાંબરદાર હતી. તે અત્યારે પણ હયાત છે અને ઘર આબાદ છે. જયારે હું આખિરતની ફિકરથી બેફિકર બિસ્તરા પર મેચ જોઇ જિંદગીના અમૂલ્ય સમયને બરબાદ કરું છું, જેની મને કિયામતના દિવસે પૂછતાછ થશે, તો તે કુઆનિ મજીદની તિલાવતમાં તલ્લીન હોય છે. એક દિવસની વાત છે. હું ખાટલા પર બેસેલો હતો અને બીવી કુઆનિ મજીદની તિલાવત કરી રહી હતી. અચાનક એક આયત પર પહોંચી તો મારી આંખો સામે તે તમામ બનાવો આવ્યા, જે પાછળ ગુજરી ચૂકયા હતા અને મારી સાથે મારાં મા-બાપે જે વર્તાવ કર્યો હતો અને તેમણે જે કષ્ટો અને તકલીફો મારા માટે વેઠી હતી, તો મારી જબાનથી બેધડક નીકળી ગયું, મારાં મા-બાપ ! અને મારો હોશ ન રહયો. ખુલાસો એ કે આટલી મુદ્દત પછી મારાં મા-બાપની યાદ આવી કે જમાનો લાંબો વીતી ગયો. હાય અફસોસ ! મારી બેચેની.

મારી આંખોમાં આંસું આવી ગયાં. મારી પત્ની દોડતી આવી અને સમજી કે કદાચ મને કોઇ તકલીફ પહોંચી છે; પરંતુ તેના વારંવાર પૂછવા પર મેં સારી ઘટના સંભળાવી. હવે મને બેચેની હતી કે હું મારાં મા-બાપને કઇ રીતે પામું ? હું બીજા જ દિવસે મારા મામાને ઘરે ગયો. ત્યાં પહોંચી મારા આશ્ચર્યની મર્યાદા ન રહી. જયારે મને માલૂમ થયું કે મારાં મા-બાપ કઇ મહિના પહેલા ઘરે જવાના બહાને અહિંયાથી રવાના થઇ ચૂકયાં છે. બસ, આટલું સાંભળતા જ મારા પગ તળેથી જમીન નીકળી ગઇ. હાય ! વૃદ્ધાવસ્થા અને આંખો ન હોવાની હાલતમાં કયાં ગયાં હશે. હું તરત જ પિતાનો ફોટો લઇ (જે કારખાનામાં ખેંચાયો હતો) નજીકના થાનામાં ગયો અને ફોટો આપી રિપોર્ટ લખાવ્યો અને કેટલાંક પેપરોમાં આપી સમાચાર આપ્યા અને આમતેમ કેટલાક માણસોને દોડાવ્યા. હવે મને રાતભર ઊંઘ આવતી ન હતી. દરેક સમયે ચિંતા રહેતી કે કઇ રીતે મારાં મા-બાપ મળી જાય. મેં અલ્લાહ તઆલાથી આજીજી કરી, તૌબહ કરી અને દુઆઓ

માંગી, ઇલાહી ! મારા મા-બાપને પરત કર. ત્રીજા દિવસે એક પોલીસવાળો આવ્યો અને તેણે બતાવ્યું કે, જે શકલ આપે બતાવી હતી, બિલકુલ તેને મળતી શકલના એક વૃદ્ધ આદમી એક કબર પર બેસી ફાતિહા પઢી રહયા છે. હું દોડતો કબ્રસ્તાન પહોંચ્યો. માલૂમ થયું કે તે મારા કાકા હતા. હું તેમના પગોમાં પડી ગયો અને મારાં મા-બાપ વિશે પૂછવા લાગ્યો. કાકાએ નજર ઉઠાવી અને સામેવાળી કબરોને સંબોધિત કરી પોકારી કહયું : ભાઇ અકરમ ! અને ભાભી ઝુબૈદહ ! જુઓ, તમારો લાડલો અફસર આવી ગયો. અકરમ મારા પિતા અને ઝુબૈદહ મારી અમ્મીનું નામ હતું. કાકાની વાત સાંભળી હું ઊંધા મોઢે કબર પર પડી ગયો અને હું ફૂટી-ફૂટીને, ધ્રૂસકેને ધ્રૂસકે રડવા લાગ્યો. પછી શું બને છે :

*''ફિર પછતાએ કયા હોવત હૈ, જબ ચિડિયાં ચુગ ગઇ ખેત''*

બસ, આટલું કહી તે માણસ ચૂપ થઇ ગયો. તેની આંખોથી આંસુ ચાલુ હતાં. બુઝુર્ગોએ સાચું જ કહયું : ઇન્સાનથી અમુક વખત એવી ભૂલ થઇ જાય છે, જે આખી ઉંમર માટે અફસોસ પેદા કરી આપે છે; પરંતુ પસ્તાવો કરનારાઓ માટે અલ્લાહ તઆલાના ખોફથી ખાલી લોકો ટસથી મસ થતા નથી, બલકે વધુ જુલમી બને છે.

## માની બેઅદબીનો અંજામ

હઝરત અબૂ અબ્દુલ્લાહ તકરોરી માનકી (રહ.)ની પડખે એક નાની કબર છે, જેમાં મુર્દહના પગ કબરથી બહાર હતા. ઝાઇરીન (દર્શકો)ની એક જમાઅતે આ હાલત જોઇ તો ઘણી માટી લાવી તેના પગને ઢાંકી દીધા. પછી ઝિયારત માટે આવ્યા તો બન્ને પગ માટીથી બહાર નીકળેલા જોયાં. કહેવા લાગ્યા : લોકો ! કદાચ, આ બીચારાથી વધીને આપણાંમાં કોઇ ગુનેગાર નથી. અલ્લાહ તઆલા તરફ ધ્યાનસ્થ બની દુઆ કરો. પછી બધાએ ઘણી આજીજીથી દુઆ માંગી, અલ્લાહ તઆલાએ દુઆ કબૂલ ફરમાવી. તેના પગને છુપાવ્યા અને ત્યાર પછી તે પગો ન જોવામાં આવ્યા. ઇમામે સખાવી (રહ.)ના મંતવ્ય મુજબ તેણે પોતાની માંની બેઅદબી કરી હતી, એટલે આ તેનો અંજામ હતો.

# મકામે માં

વાલિદહ ખ્વાબે મુહબ્બતકી સહીહ તઅ્બીર હૈ.
વાલિદહ સિદકો-વફાકે લફ્ઝકી તઅબીર હૈ.
વાલિદહ મહ્રો-વફાકી એક હસીન તસ્વીર હૈ.
વાલિદહ કયા હૈ ? સરાપા જઝ્બસે તઅ્મીર હૈ.

બસ્તીએ ઉલફત કી આબાદી ઉસી કે દમ સે હૈ.
ગુલશને ઇસ્મત કી શાદાબી ઉસી કે દમ સે હૈ.

રહમતે દૌરાં મુજસ્સમ બન કે કોઇ આ ગઇ.
જિસકી શફકત દેખકર હોશો-ખિરદ આ ગઇ.
રોનેવાલેકો ઇધર આઇ ઉધર બેહલા ગઇ.
કયૂં ન હો ઉસકી અદા સે ઉસકા મકસદ પા ગઇ.

એક દમમેં ઉસકી ગૂં ગા મકસદ પા ગઇ.
કોઇ દીવાની હૈ, હર દમ લોરિયાં દેતી હૈ યહ.

રાતભર નન્હે કે ખાતિર જાગતી રહતી હૈ કોન ?
હર મુસીબત ખન્દહ પેશાની સે ફિર સેહતી હૈ કોન ?
ચાંદ મેરા, લાલ મેરા, રોઝે શબ કહતી હૈ કોન ?
ઘર સે રુખસત કરકે તુઝ કો મુન્તઝિર રહતી હૈ કોન ?

તઅ્બીર-સ્વપનનું ફળ વર્ણવવું, સિદ્કો-વફા- નેકી વ નિખાલસતા, તઅ્મીર-નિર્માણ, હસીન-સુંદર, સરાપા- સાંગોપાંગ, ઉલફત-સ્નેહ, ઇસ્મત-પવિત્રતા, શાદાબી-ફળદ્રુપતા, દૌરાં-ચકકર, મુજસ્સમ-સાકાર, ખિરદ-બુધ્ધિ, લોરિયાં-હાલરડું, ખન્દહ-સ્મિત, મુસ્કાન, મુન્તઝિર-રાહ જોનાર.

-અનુવાદક.

# અઝીમ માએ

વહ માએં પૈદા કરતી થીં નમાઝી,
ધની તલવાર કે મેદાન કે ગાઝી.

વહ માએં જબ કે લેતી થીં બલાએં,
યૂં બેટે કો કરતી થીં દુઆએં.

ઈબાદતમેં કટે બેટા જવાની,
શહાદતમેં ખતમ હો ઝિંદગી,

વહ માંએં ઘર કી દરો-દીવાર કી ઝીનત,
ન યહ માએં કે બાઝારોંકી ઝીનત.

વહ માએં કે જિન કા દિલ આહન જિગર શૈર,
ન યહ માએં કે બિકતી હૈં ટકે સેર.

ભલા બેટે વહ કબ મસ્જિદ આએં,
જિનકી ના મા'કૂલ હોં ઐસી માએં.

ધની-ભાગ્યશાળી, ગાઝી-મુજાહિદ, ઝીનત-શોભા, આહન- લોખંડ, શૈર-સિંહ, ના મા'કૂલ- અશિષ્ટ.

-અનુવાદક.

# મા-બાપકી ખિદમત

અલ્લાહ કી હિદાયત માં-બાપ કી હૈ ખિદમત,
દોનો જહાં કી ઇઝઝત માં-બાપ કી હૈ ખિદમત.

દિલ કી બહાર યહ હૈ જાં કા કરાર યહ હૈ,
હર એક કદમ પે રહમત માં-બાપ કી ખિદમત.

બુઝહા જો ઉન્હેં પાતા હરગિઝ ન દિલ દુખાતા,
કુર્આનકી નસીહત માં-બાપકી ખિદમત.

ગર યહ નહીં રાઝી નારાઝ હૈ ખુદા ભી,
અલ્લાહકી મસર્રત માં-બાપકી ખિદમત.

ઉનકી સભી દુઆએં દર્દો-અલમ મિટાએં,
હર દમ પયામે રાહત માં-બાપકી ખિદમત.

(પ્રોફેસર મુહમ્મદ અહમદ શાહ)

---

બહાર-વસંતઋતુ, જાં-પ્રાણ, મસર્રત-ખુશી, દર્દો-અલમ-કષ્ટસમૂહ
-અનુવાદક

# ફકત એક માંકી હસ્તી

વહ મેરે સાથ રોતી હૈ વહ મેરે સાથે હસતી હૈ,
મરી કબ મેરી માં અબ ભી મેરે દિલ મેં બસ્તી હૈ.

ઝમાને ભર મેં "કૌસર" મિલ નહીં સકતા બદલ જિસકા,
ફકત એક માં કી હસ્તી હૈ ફકત એક માં કી હસ્તી હૈ.

(ઇકબાલ કૌસર)

## માં

મેરી માં મુઝે ઐસી નઝર આતી હૈ,
જૈસે જન્નત સે એક નગર આતી હૈ.

મેં દૂર સે ઉસે દેખતા રહતા હૂં,
કરીબ આને સે જૈસે બહાર આતી હૈ.

મેરી ઝિંદગી ફકત ઉસી કે નામ હો,
જિસ સે મુહબ્બત મુઝે બે શુમાર આતી હૈ.

દુન્યવી રંગીનિયોં મેં જિસ કાર ગુમ હો જાઉં,
પર ઉસકી યાદ મુજે દર બઃદર આતી હે.

આઓ ઉસકી દુઆઓં મેં દાનિશ ઢૂંઢતે હૈં શિફા,
જિસ કે પાઉં નીચે જન્નત હમેશા બારબાર આતી હૈ.

---

દર બઃદર-બારણે બારણે, દરેકને બારણે, દાનિશ-બુદ્ધિશાળી, શિફા-તંદુરસ્તી.